# હિત શિક્ષા.

અથવા

(સર્વ ધર્મને માન્ય, સ્વાભાવિક-કુદરતી નિયમો ઉપર બંધાયલાં અને આ લોક તેમજ પરલોકમાં સુખ આપનારાં સાદાં સત્યો.)

—:o:—

પ્રકાશક

**વાડીલાલ મોતીલાલ શાહ**

"જૈનહિતેચ્છુ" પત્રનો જૉઈન્ટ એડીટર અને
'સતી દમયંતી અને તેની વાતમાંથી લેવાની શિખામણો'
તથા "મધુમક્ષિકા" નો કર્ત્તા.

અમદાવાદ.

अद्रोहः सर्वभूतेषु कर्मणा मनसा गिरा ।
अनुग्रहश्च दानं च सतां धर्मः सनातनः ॥



પ્રથમાવૃત્તિ—પ્રત ૫૦૦૦.

સપ્ટેમ્બર ૧૯૦૪.

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિન્ગ પ્રેસ.

પહેલી આવૃત્તિની નકલો શિલિકે નથી; બીજી આવૃત્તિ થોડાજ વખતમાં છપાશે. અગાઉથી સામટી પ્રતોના ગ્રાહક થનારનાં નામ તેમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.



બીજી આવૃત્તિની કિંમત:—અગાઉથી ૧૦ પ્રતનો રૂ ૧॥, ૫૦ પ્રતના રૂ. ૬॥ અને ૪૦૦ પ્રતના રૂ. ૪૯). પાછળથી છુટક પ્રતનો રૂ. ૦।

मातृवत् परदाराणि परद्रव्याणि लोष्टवत् ।
आत्मवत् सर्व भूतानि यः पश्यति स पश्यति ॥

સર્વ ભવ્ય પ્રાણીઓના

ઐહિક તેમજ પારમાર્થિક હિત સારૂ

આ લઘુ પુસ્તક

પોરબંદરના

મર્હુમ સ્વધર્મનિષ્ટ શેઠ જવરાજ દામજીના

સ્મરણાર્થે

શ્રી 'સ્થા. જૈન જ્ઞાન પ્રસારક મંડળ' માટે

પ્રસિદ્ધ કર્યુ છે.

—:o:—

**वा. मो. शाह.**

"તેજ જુએ છે—તેનેજ અંતર્ચક્ષુ છે કે જે પરદારાને **માતા** સમાન જુએ છે, પરદ્રવ્યને **પથ્થર** તુલ્ય જુએ છે અને સર્વ પ્રાણીને **પોતા** સમાન જુએ છે."

# પ્રસ્તાવના.



આજકાલ ચોતરફથી "ધર્મ—ધર્મ—ધર્મ" એવી ગર્જના થતી સાંભળવામાં આવે છે. કેટલાક 'દાન કરો' એમ કહે છે, કેટલાક 'ધ્યાન ધરો' એમ બોધે છે, 'હરિગુણગાન કરો' એમ વળી કેટલાક બુમ પાડે છે. એમ સૌ મોટી મોટી વાતો કરે છે પણ નાની નાની વાતો—અંદર મહત્વતા ભરેલી નાની નાની વાતો—જે તેમના મોં આગળજ પડેલી છે—તેમનાથી સહજમાં બની શકે તેવી છે તે ઉપર તો થોડાઓજ લક્ષ આપતા જણાય છે. વળી 'શુભ' નો બોધ બધા આપે છે પણ 'અશુભ' માંથી છુટવાની અને તેનાથી વેગળા રહેવાની જરૂરીઆત સમજાવનારા થોડાઓજ જોવામાં આવે છે.

દરેક કામ શ્રેણીથી—ક્રમથી થવું જોઇએ. એકજ ફલંગે સ્વર્ગમાળમાં કૂદી પડવાનો બોધ ગેરવ્યાજબી તો શું પણ મૂર્ખતા ભરેલો ગણવો જોઇએ.

પ્રથમ તો જે કૃત્યોથી અવશ્ય વિરક્ત થવું જો-

ઇએ—જે કૃત્યો ખુલ્લી રીતે નુકશાનકારક છે તે સ્પષ્ટ રીતે સામાન્ય પ્રજાની નજર આગળ દીવાની માફક પ્રકાશવાં જોઇએ—તેનાં ત્રાસદાયક ફળોનો ખ્યાલ તેમને ખુલ્લા શબ્દોમાં આપવો જોઇએ અને આપોઆપ તેનાથી દૂર થવા તેમનામાં ઇચ્છા ઉત્પન્ન થાય એવી ખુબી કરવી જોઇએ. જે મહાત્માઓ આ હેતુ પાર પાડી શકે એવી જાતનાં સરળ પુસ્તકો મારફત, નિર્દંભ ભાષણો–કથા–વ્યાખ્યાન–સમંન–કે હરકોઇ એવા રસ્તે પ્રજાવર્ગને ખોટા રસ્તેથી અને તેનાં વિનાશકારક પરિણામોથી બચાવે છે તે મહાત્માઓને કોટી પ્રણામ છે!

મારા આ વિચારો લિંબડી સમુદાયના પૂજ્ય શ્રી ગોપાળજી સ્વામીના શિષ્ય મહાપુરૂષ શ્રી મોહનલાલજી સ્વામીને પ્રસંગે જાણ થતાં તેમણે પોતે લખી રાખેલું એક પુસ્તક મારા હાથમાં મૂકયું અને તેમાં દેશ–કાળ અનુસાર સુધારા–વધારા કરવા પરવાનગી આપી. દર્મ્યાન ગુજરાત–કાઠિયાવાડના કેટલાક ગૃહસ્થોએ આ ખબર સાંભળતાં એવા પુસ્તકની પ્રસિદ્ધિ જોવા ઘણીજ અધીરાઈ બતાવી. ટુંકમાં કહી લેવા દો કે, એ સર્વ બનાવોને પરિણામે પુસ્તક **તદ્દન ફરીથી** રચાયું, છપાયું અને મારા સ્વદેશી બંધુઓના હસ્તકમળમાં આવવા પામ્યું

પુસ્તક વાંચનારે મારા ભાઇઓએ અને બ્હેનોએ આટલું લક્ષમાં રાખવું કે, કોઇ પણ અમુક ધર્મના સિદ્ધાંતોના પ્રસાર માટે આ પુસ્તક લખાયું નથી. પણ સર્વ માન્ય–સર્વને એક સરખું હિત કરે તેવા ઉપદેશોજ એમાં સમાવ્યા છે.

એક વખત એવો હતો કે, જ્યારે હિંદુઓને દારૂ અને માંસ નહિ વાપરવાનો ઉપદેશ કરનારની હાંસી થતી. પણ હમણાં ઉંચ વર્ણના હિંદુઓમાં પણ 'હોટેલના હોસ્ટ' અને 'પીઠાના પોઠીઆ'ની સંખ્યા વધતી જાય છે. એવા વખતમાં એ વિષય ઉપર થોડુંક પણ દાખલા દલીલોથી રૂચીકર થઈ પડે તેવું કાંઇક લખવું તે નકામું નહિજ થઈ પડે–બલ્કે ઘણું જરૂરી ગણાશે.

આ પુસ્તક માટે અવારનવાર કિમતી સૂચનાઓ કરવા માટે મુની શ્રી મોહનલાલજી મહારાજ તેમજ પોરબંદરવાશી ભી. મનમોહનદાસ કપુરચંદનો અંતઃકરણથી આભાર માનું છું.

**બીજી આવૃત્તિ** થોડા જ વખતમાં કાઢવાની છે માટે વિદ્વાન વર્ગ તરફથી જે કાંઈ સુધારા વધારા સૂચવવામાં આવશે એ પર પુરતું લક્ષ આપવામાં આવશે.

**વા. મો. શાહ.**

સુજ્ઞ જનોને બે બોલઃ—આ પુસ્તકની સા-મટી પ્રતો ખરીદનાર ગૃહસ્થોએ તે પ્રતો ઘરમાં રાખી નહિ મુકતાં દરેક ધર્મના લોકોમાં મફત વહેંચવી, જેથી તેનો સદુપયોગ થશે.

## અનુક્રમણિકા.

# હિત શિક્ષા

## પ્રવેશ.



એક પવિત્ર પુરૂષ સવારમાં કેટલાંક સ્ત્રી–પુરૂષોની સભામાં ધર્મોપદેશ કરતા હતા. તેમનો ઉપદેશ ઘણો વ્યવહારીક અને સર્વમાન્ય હતો. પોતાની પૂજાઅર્ચાનો તેમનો ઉદ્દેશ નહતો; તેમની સભામાં હાજરી નહિ આપનારને નાસ્તિક કે ધર્મ પામવાને અયોગ્ય કહેવાનો તેમનો રીવાજ નહતો. તેમજ મઠ–મંદીર–દેરાં કે અપાસરાના બંધાવનારને દેવલોકનું વચન આપવાની તે હિંમત ભીડતા નહોતા.

મુનીનો ઉપદેશ વ્યવહારીક હતો. વ્યવહારીક તે કેવો? સંસારવ્યવહારમાં ઉપયોગી. સાંભળવા આવનારા માણસો સંસારની અંદર રહેનારા હતા અ-

ને મુની તેમને સંસારની અંદર સુખે સમાધિએ નિર્દોષ જીંદગી ગુજારવાની યુક્તિ શીખવતા હતા.

મુનીનો વેશ જેવો સાદો હતો તેવીજ તેમની ભાષા સાદી હતી. આડંબર તેમને ગમતો નહોતો. સંસ્કૃત ભણેલા પણ વર્તણુકમાં સંસ્કૃત નહિ બનેલા એવા કેટલાક લોકો તેમના સાદા બોધને ‘ ઓહો ! ’ કહી રસ્તે પડતા. પણ ભદ્રિક—સરળ સ્વભાવી પ્રાણીઓ તેમના એકેકા બોલને કિમતી રત્ન તરીકે પકડી લેતા અને તે વડે સુખી થવાની આશા રાખતા.

ઉપદેશ સાંભળવા એકઠા મળેલાં સ્ત્રી—પુરૂષો જૂદી જૂદી જ્ઞાતિ અને જૂદા જૂદા ધર્મનાં હતાં. જૈન, વૈષ્ણુવ, શીવમાર્ગી, ઇસ્લામી, જરથોસ્તી વિગેરે જૂદા જૂદા પંથના લોકો સૌ કોઇ આ ઉપદેશકને પોતાનાજ પંથના માની લેતા.—એવો તેમનો ઉપદેશ સામાન્ય હતો.

એ સભામાં એક જુવાન, હાલની કેળવણી પામેલો હતો. તે એક ચિત્તે ઉપદેશ સાંભળતો અને

કોઇ વખત ઉપદેશકનો હેતુ, સાંભળનારા પૈકી જુદા જુદા લોકો ઉપર થતી અસર, પોતાને સ્ફુરી આવતા વિચારો વિગેરે : નજીક બેઠેલા મિત્રને કહેતો. મુનીની ઉપદેશશ્રેણી શરૂ થઇ. પહેલો ઉપદેશ બોલાયો.

## दिवस १ लो.

## " સ્વાર્થનાંજ સ્વપ્નોમાં મશગુલ રહેશો નહિ. "

श्लोकार्ध प्रवक्षामि यद्युक्तं ग्रंथकोटीभि :
परोपकाराय पुन्नाय : पापानं परपीडनं ॥

અર્થ—કરોડો ગ્રંથોએ જે કહેલું છે તે બધાનો સાર હું એક અડધા શ્લોકમાંજ—એક લીટીમાંજ કહી દઉં છું કે, "પરોપકાર તે જ પુન્ય અને પરપીડન તે જ પાપ."

..........................

" સ્વાર્થનાંજ સ્વપ્નોમાં મશગુલ રહેશો નહિ."

કેળવાયલા જુવાનને મિત્રે કહ્યું

મિત્ર! આ તે ઉપદેશ કે મના? આદેશ કે નિષેધ?

કેળવાયલા જુવાને ઉત્તર વાળ્યો:

ભાઈ! લાંબી લાંબી વાતોમાંથી જેટલું ગ્રહણ ન થઇ શકે તેટલું, ખુલ્લા શબ્દોમાં કહેલા એક નિષેધથી થઇ શકે. ખ્રિસ્તી ધર્મમાં "પાંચ મનાઓ" કહી છે અને તે ઉપર તો આખા ધર્મનો પાયો ચણ્યો છે. વળી માણસને અમુક કામ કરતાં વારવાથી તેને આપોઆપજ વિચાર સૂઝશે કે, આમ ન કરવું તો કેમ કરવું? ખોટા રસ્તેથી અટકાવીએ તો સાચે રસ્તે આપોઆપ જશે.

મિત્ર બોલ્યો:

ખરી વાત; ઉપદેશની એ પદ્ધતિનો હેતુ હું સમજ્યો. પણ સાંભળો, મુનીરાજ એ નિષેધ સંબંધી વિશેષ વિવેચન કરવા માંડે છે.

મુનીએ નિષેધ ઉપર વિવેચન ચલાવ્યું:—




ઇઓ અને બ્હેનો! તમને સૌને સુખ તો ઘણું વહાલું છે. સુખ માટે તમે સર્વ કામ કરો છો અને સુખની આશાએજ કામ-કાજ ચુકી અહીં આવ્યા છો. એવીજ રીતે પ્રાણીમાત્રને સુખ વહાલું છે. તમારા ભાઇભાંડુ-કુટુંબ કબિલાને સુખની ઇચ્છા છે—તમારા નાતીલાને સુખની આશા છે—તમારા દેશી ભાઇઓ તમામને સુખ વહાલું છે—મનુષ્ય માત્ર સુખને જંખે છે—એટલુંજ નહિ પણ મનુષ્ય સિવાયનાં બીજાં પ્રાણીઓ—પશુ-પક્ષી વિગેરે તેમજ જેમાં જેમાં જીવ છે તે સર્વને સુખ વહાલું છે.

તમે જે રસ્તે સુખ મેળવવા જતા હો તે રસ્તે હેરાનગતી નાખીને બીજો કોઈ માણસ પોતાનું સુખ સાધે તો તમને કેવું લાગે? અલબત માઠુંજ લાગે; તમને દુઃખ થાય; તમને તે બીજાની સ્વાર્થ-

બુદ્ધિ ઉપર તિરસ્કાર છૂટે. તેમજ તમે તમારા સુખ માટે બીજાં પ્રાણીઓ (કુટુંબીઓ, નાતીલાઓ, સ્વદેશીઓ કે પશુ-પક્ષી આદિ પ્રાણીઓ) ને જે કાંઇ હરકત કરો—તેમનામાં જે કાંઈ અપ્રિય લાગણી ઉત્પન્ન કરો તે તેમને દુઃખદાયકજ થાય. માટે તમને જો **તમારા** દુઃખનું ભાન હોય તો **બીજાના** દુઃખનું પણ ભાન રાખજો.

તમે કેટલી કેટલી રીતે બીજાઓને એટલે કે કુટુંબીઓને—નાતીલાઓને-સ્વદેશીઓને-તેમજ જનસમાજને અને પશુ-પક્ષી આદિ જીવોને સ્વાર્થ ખાતર દુઃખ આપી શકો, તે હું આગળ જતાં ઉપદેશશ્રેણીમાં કહીશ. પણ હમણાં તો હું તમને એમ બતાવવા માગું છું કે તમે જે રીત્યે સ્વાર્થ સાધવા માગો છો તે રીત્યે સ્વાર્થ ખરેખર સધાય છે કે કેમ ?

જુઓ ! જે માણસો સ્વાર્થમાંજ રાત દિવસ મચ્યા રહે છે તેમની બુદ્ધિ **એકપક્ષી** થઇ જાય છે;

એટલે કે, ન્યાયવિવેક તેમનામાંથી દૂર થાય છે, અગર કાંઈ નહિ તો ઘણો ઓછો થાય છે. ન્યાયવિવેક વગરનું જીવવું તે કુતરાના જીવવા બરાબર છે. એ જીવવામાં, સ્વાર્થથી મેળવેલું ધન કાંઈ સુખ આપી શકતું નથી; એ જીવવામાં, સ્વાર્થથી મેળવેલી સત્તા કાંઇ લહેજતં આપી શકતી નથી. અને એ જીવવામાં, સ્વાર્થથી મેળવેલાં વિવિધ પ્રકારનાં ઇન્દ્રિય સુખો થોડાંજ વખતમાં કંટાળા ભરેલાં થઇ પડે છે.

જો સ્વાર્થમાં રાચવામાં એટલે કે સ્વાર્થપરાયણતામાં સુખનો વાસો હોત તો મહારાજાઓ મુખમલનાં બીછાનાં છોડી રણક્ષેત્રમાં આથડવા જાત નહિ, પંડીતો ઠંડો છાંયડો છોડી ગામોગામ ફરી માથું દુઃખાવી ઉપદેશ કરત નહિ, શ્રીમંતો પોતાની દોલતં રાગરંગમાં વાપરવાને બદલે ગરીબોને પોષવામાં અને વિદ્યાવૃદ્ધિમાં વાપરત નહિ. આ બધા મહારાજાઓ, પંડીતો, અને શ્રીમંતો **પરમાર્થ** કરે છે તે માત્ર **સ્વાર્થ** અર્થેજ. તેમના અંતઃકરણમાં

પરમાર્થથી એક જાતનો આનંદનો શેરડો થાય છે. પોતાથી અલ્પશક્તિ વાળા ઉપર ઉપકાર કરી તેઓ તેમને કૃતાર્થ કરે છે અને પોતે પણ કૃતાર્થ થાયછે.

તમારામાંના જેઓ જૈનધર્મી છે તેઓ હજારો વરસ ઉપર થઈ ગયેલા તેમના મહાવીર ભગવાનને શા માટે આજ પણ માનની લાગણીથી સંભારે છે અને પૂજે છે? જેઓ વૈષ્ણવ છે તેઓ વિષ્ણુ ભગવાનને શા માટે સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થાય છે? જેઓ શીવમાર્ગી છે તેઓ શીવભગવાનને શા માટે ભજે છે? ખ્રીસ્તી છે તેઓ શા માટે ઇશુખ્રીસ્તને સ્મરે છે અને પારસી છે તેઓ શા-માટે અશોજરથોસ્થની પ્રાર્થના કરે છે? તે સર્વનું કારણ એકજ છે:— તે સર્વ જેમને દેવ માને છે તેઓ જ્યારે દેહધારી મનુષ્ય રૂપમાં હતા ત્યારે સર્વ પ્રાણીઓ તરફ પરમાર્થ વૃત્તિ બતાવતા. સર્વને સુખ આપવામાં—સાતા પમાડવામાં પોતાના સ્વાર્થનો ત્યાગ કરતા. હવે વિચારો કે, તમે જેમને પૂજો છો—

માનો છો-તમારા તારનાર પ્રભુ 'ગણો છો. તેઓએ જ જ્યારે પ્રાણીમાત્ર ઉપર દયા ભાવ કે જેનું બીજું નામ પરમાર્થ છે તેમાંજ સ્વાર્થનો સમાવેશ કર્યો, એટલે કે દયા-પરમાર્થમાંજ સુખ જોયું, તો શું તમે તેમનાં સંતાનો અને અનુચરો તેમનાથી વિરૂદ્ધ ચાલશો ? અને શું વિરૂદ્ધ ચાલવામાં સુખની આશા રાખી શકશો ? શું કુદરતનો કાયદો તમે ફેરવી શકશો ?

આથી ભાઇઓ ! તમે સમજ્યા હશો અને બ્હેનો! તમને ખાત્રી થઈ હશે કે, " **સ્વાર્થ સાધવાનો એકજ રસ્તો છે અને તે રસ્તો તે બીજો કોઈ નહિ પણ પરમાર્થ જ છે.** "

....................

અહીં મુનીનો પ્રથમ ઉપદેશ પૂરો થયો અને સભા વિસર્જન થઈ. મુની પોતાની ' જે ! ' બોલાવવા કે બોલવા દેવા રાજી નહોતા એટલે સૌ ચુપચુપ ચાલ્યું ગયું. શ્રીમંડળી મુનીના ઉપદેશથી પ્રસન્ન થવા છતાં તેમના ગુણગ્રામનાં ગીત ગાવા

થોભ્યું નહિ. મુનીનો એ આદેશ—ઉદ્દેશ કે ઉપદેશજ નહતો.

પેલા બન્ને મિત્રો પણ ઉપદેશકને વંદન કરી રસ્તે પડ્યા. રસ્તામાં કેળવાયલા મિત્રે કહ્યું: "ભાઈ! મહારાજનો ઉપદેશ તો ન્યાયને રસ્તે છે. તેઓ પોતે પૈસો—મોટાઇ કે માનના સ્વાર્થ સિવાય આ પરમાર્થ કરે છે, તેથી વળી પરમાર્થનો તેમનો ઉપદેશ એવડી અસર કરે છે. અંગ્રેજ લેખકોના આવાજ વિચારો મારા વાંચવામાં આવ્યા હતા અને આ ઉપદેશકનાં વચનો અને વર્તણુકથી હવે મને વધારે અસર થઇ છે."

બન્નેના રસ્તો જૂદો ફંટાતો હોવાથી વાતચીત અટકી અને બન્ને પોતપોતાના રસ્તે પડ્યા.



# દિવસ ૨ જો.



## “Thou shalt not kill.”

“ તું હત્યા કરતો ના ”—બાઇબલ.



બીજે દિવસે સભા નિયમિત વખતે ભરાઈ અને મુનીએ ઉપદેશ ચલાવ્યો:-

## “કોઇપણ પ્રાણીનો વધ કરશો નહિ.”

---

કેળવાયલા જુવાને મિત્રને કહ્યું :-

જોયું ? મિત્ર ! આજની ‘ મના ’ ગઇકાલની ‘મના’ના એક પેટાભાગ સમાન છે. છતાં તેને જૂદા રૂપમાં લંબાવીને મુની કાલનો ઉપદેશ હજી વધારે ઠસાવવા ધારતા જણાય છે. કાલે તેમણે કહ્યું હતું કે-“ તમે કેટલી કેટલી રીતે બીજાઓને એટલે કે કુટુંબીઓને-નાતીલાઓને-સ્વદેશીઓને-તેમજ જનસ-

માણસને અને પશુ-પક્ષી આદિ જીવોને સ્વાર્થ ખાતર દુઃખ આપી શકો, તે આગળ જતાં કહીશ." અને તે વચન પ્રમાણે હવે તેઓ જણાવવા માગે છે કે, મનુષ્યો પ્રાણીને દુઃખ કેવી રીતે અને શા કારણથી આપે છે અને તેમ કરવામાં તેઓ પોતાને કેવી રીતે ઠગે છે. લાકડીથી, ઠગાઇથી, ક્લેષ કરાવવાથી, મારી નાખવાથી: એમ ઘણી રીતે એક પ્રાણી બીજા પ્રાણીને દુઃખ આપી શકે છે. પણ વધ કરવાથી જે દુઃખ આપેછે તે સૌથી વધારે ત્રાસદાયક દુઃખ હોવાથી મુનીએ તે વાત પ્રથમ હાથ ધરી. ઠીક છે; જો, મુની બોલવા માંડે છે.






ઇઓ અને બ્હેનો! તમને કોઇ વખત હડકાયું કુતરૂં કરડવા આવ્યું છે? સાપ કે વીંછી ડંખવા આવ્યો છે? તાવ અગર બીજી કોઇ વ્યાધિએ તમને ઝપાટામાં લીધા છે? અને એ વખતે તમારાં હાડેહાડ કેવાં ધ્રૂજતાં હતાં? તમારા હાંજા કેવા નરમ થઇ જતા હતા? તમે કેવી પોકો મૂકતા હતા? અને તમે કેવા દયામણા શબ્દોથી કોઇ શૂરા માણસની–હથિયારની અને વૈદ્યની મદદ માગતા હતા?

મોતનો તો શું પણ માત્ર દુ:ખનોજ તમને જ્યારે આટલો ત્રાસ થાય છે ત્યારે કહો, વિચારવંત બાઇઓ અને બ્હેનો! કહો, પેલાં અવાચક પશુ–પક્ષીઓ વિગેરે ઉપર તમે કાંઇ જુલમ ગુજારવા જાઓ

તો તેથી તેમને તે પ્રમાણે ત્રાસ થાય કે નહિ ?

'તમારી વા'રે ધાનાર તો ઘણા મળી આવે છે" પણ પેલ્લા ઝાડ ઉપર શાંત મધુર સ્વરથી કલ્લોલ કરતા પક્ષીના નિર્દોષ જોડકાને જ્યારે ગલોલ મારી ભોંય ગબડાવી પાડવામાં આવે છે અને તે પાંખો ફફડાવી, અસહ્ય વેદનાથી કલાહોલ કરી તરફડે છે ત્યારે તેની વા'રે કોણ ધાય છે ? અને જ્યારે પેલી 'ગરીબડી ગાય'ને કસાઇખાને ઘસડી જઇને-( હેતુ સમજી જવાને લીધે આગળ નહિ ચાલવાથી ) તેને ધપાધપ સોટા મારીને તથા દોરડાવડે ઘસડીને ઉથલાવી નાખમાં આવે છે અને તેના આક્રંદ-બરાડા-ફાટેલી કોડા જેવી આંખો: એ સર્વ તરફ બેદરકાર બની, પેલ્લો થોડા પૈસાનો સ્વાર્થી કસાઈ ઝગઝગતો છરો તેની ગરદન ઉપર ફેરવી દે છે તે વખતે તેના આડો કોણ હાથ દે છે ? તેના જુલમનું વેર લેવા કોણ આગળ આવે છે ? સ્વાર્થી મનુષ્ય ! **તારે** જ્યારે દયા માગવી પડશે ત્યારે આથી વધારે સારી દયા મળવાની આશા નજ રાખીશ.

મનુષ્યો **ચાર કારણને** લઇને હિંસા કરેછેઃ–(૧) દેવ નિમિત્તે; (૨) ખોરાક ખાતર; (૩) પ્રયોગ નિમિત્તે અને (૪) પરચુરણ કારણોથી.

હું એ ચારે કારણોની ભૂલ બતાવીશ અને સમજાવીશ કે, આ અતિ નિંદ્ય સ્વાર્થબુદ્ધિથી આયંદે માણસ પોતાને જરા પણ હિત કરી શકતો નથી અને જેના ઉપર એ ત્રાસ કરવામાં આવે છે તેનું તો બિચારાનું આથી બીજું કેવુંક અહિત થવું હતું?

પ્રથમ હું પહેલા કારણના સંબંધમાંજ બોલીશ. **દેવ નિમિત્તે** થતી હિંસાની વાત કરતાંજ શરમાવું પડે છે. એવાં બહાનાં આગળ ધરી હિંસા કરનારા આપણા મનુષ્યભાઇઓ ન્યાયબુદ્ધિને તદ્દનજ વિસારી મૂકે છે અને પોતાના ધર્મને વગોવરાવે છે. સર્વ ધર્મ આત્માના કલ્યાણનો દાવો કરે છે અને સર્વ ધર્મનો પાયો કુદરતી નિયમો ઉપરજ ચણાયલો છે; પછી દેશ–કાળાદિ અનુસાર કેટલીક બાબતોમાં ઉંડા ઉતરતાં ધર્મશાસ્ત્રકારો કેટ-

લીક બાબતોમાં જૂદા પડી ગયા છે ખરા; પરંતુ સર્વ ધર્મ સત્ય અને અહિંસાના બોધનેજ મોખરે મુકે છે અને તે ઉપદેશની સાફલ્યતા ઉપરજ પોતાના ધર્મના વિજયનો આધાર માને છે.

**જૈન કહે છે કે:—**

**एयंखु नाणिणो सारं जंनहिंसई किंचणं ।**
**अहिंसा समयंचैव एत्तावत्तं वियाणिया ॥**

" જ્ઞાની પુરૂષના જ્ઞાનનો સાર એ છે કે–કોઇ પણ જીવને હણવો નહિ અને જીવદયા એજ પ્રધાન એવું વિવેકવંત હોય તે જાણે. "

**વેદ કહે છે:—**

**अहिंसा परमोधर्म स्तथाहिंसा परोदमः ।**
**अहिंसा परमं दानमहिंसा परमं तपः ॥**

" અહિંસા એજ મોટો ધર્મ છે, એજ દમ છે, એજ મોટું દાન છે અને એજ મોટો તપ છે."

**કુરાન કહે છે કે:—**

" માંસ અગર લોહી મને પહોંચશે નહિ; પર-

હેજગારીજ માત્ર મને પહોંચશે. "...(સુરાહ હજ)

**वमामिन् दाब्बातिन् फिल् अर्देवला तैरून यतीरोबजनाहीय्ये ईल्लाउममून्अमसालाकुम्**

"અને જે પશુ પૃથ્વિ ઉપર ચાલે છે—અને જે પક્ષી પોતાની પાંખો વડે ઉડે છે તે બીજું કાંઇજ નહિ પણ **તમારા જેવા લોકો છે.**"

—( કુરાન—સુરેઆનઆમ ).

માટે **પેગંબર હુઝરત મહમદ નબીસાહેબ**ના ખલીફા **હુઝરત**અલ્લી સાહેબે ફરમાવ્યું છે કે—"તું પશુ કે પક્ષીની કબર તારા પેટમાં કરીશ નહિ."

**પારસીભાઇઓના ધર્મપુસ્તક ઇજસ્ને મધ્યે કહ્યું છે કે:—**

"જેઓ દુનિયાની પેદાશ ઉપર દયા લાવતા નથી તેઓ વગર દયાના 'દેવો' તથા દોઝખી આદમીઓ છે."

તેમજ વળી તે ભાઇઓના જરથોસ્તનામામાં લખ્યું છે કે:—

**बकु शतन नीयारंद कसकु दरेह ।**
**न आंगुस फंदा के बासद बरेह ॥**

" કદી કોઇપણ જાનવર મોટું અથવા વૃદ્ધ થયું હોય તેને અથવા નાના બચ્ચાને અથવા કોઇ પ્રકારના જીવતા પ્રાણીને મારવાની સાફ મનાઈ છે. "

**ખ્રિસ્તિ ધર્મના હુસીઆ** પુસ્તકના ૮ મા અધ્યાયમાં લખ્યું છે કે—

"And when ye spread forth your hands, I will hide mine eyes from you. Yes, when ye make many prayers, I will not hear. Your hands are full of blood."

" જ્યારે તું તારા હાથ ( વિનંતિ માટે ) ઉંચા કરીશ ત્યારે હું ( ઈશ્વર ) મારી આંખો તારા તરફથી બીજી તરફ ફેરવીશ અને તું વિનંતિ ઉપર વિનંતિ કરીશ તોપણ હું ધ્યાન નહિ આપું, કારણ કે તારા હાથ (પ્રાણીને મારવાથી) લોહી લુહાણ છે."

ત્યારે હવે જુઓ પ્રિય શ્રોતાજનો ! દરેક ધર્મ દયાનો ઉપદેશ કરે છે—હિંસાનો નિષેધ કરે છે—હિંસા માટે તિરસ્કાર બતાવે છે. છતાં તેજ ધર્મના ઉપદેશકો અમુક અમુક નિમિત્ત બતાવીને હિંસાની છૂટ આપે—અરે ! હિંસાનો આદેશ કરે તે કેવી સંતાપજનક વાત ? આ કેવળ સ્વધર્મની હલકાઈ કરાવવાનું કામ નહિ તો બીજું શું ? અહિંસાના પાયા ઉપર ચણાયલા ધર્મો ધર્મ ખાતરજ હિંસા કરવાનું ફરમાવે એવું શું કોઇ વિચારવાન મનુષ્ય માની શકશે ? શું એવા ફરમાન કાઢી બતાવનાર જનોનો ગુપ્ત સ્વાર્થ છાનો રહેશે ?

બન્યું છે એમ કે, કેટલાક ઉપદેશકોએ અજ્ઞાનતાથી, ધર્મ પુસ્તકોનો મર્મ બરાબર નહિ સમજવાથી, અર્થનો અનર્થ કર્યો છે અને કેટલાક ઉપદેશકોએ માંસમદિરાની લાલચથી—બીજાઓ તે ન ખાય અને ગુરૂ ખાય તેથી પોતાની નિંદા થાય અને માન-દ્રવ્ય આદિ મળતું બંધ થાય તેમ સ-

મજીને—ધર્મ પુસ્તકોમાં પાછળથી અમુક શબ્દો ઉ-મેરી દીધા છે.

ધર્મ અર્થે હિંસા ( દાખલા તરીકે યજ્ઞ, બકરી ઇદ આદિ ) કરવા સંબંધમાં તે ધર્મો ખુદ પોતે શું મત આપે છે તે હું તમને કહીશ. આપણા કેટલાક બ્રાહ્મણ બંધુઓ અશ્વમેધ, ગોમેધ, અજામેધ વિગેરે યજ્ઞોની હિમાયત કરે છે તે સંબંધમાં શ્રીમદ્ ભાગવત્ કે જે તેમનું પવિત્ર પુસ્તક ગણાય છે, અને માણસ મરી ગયા પછી તેના કલ્યાણ અર્થે જે પુસ્તક વંચાવવામાં આવે છે એવા એ પ્રમાણભૂત પુસ્તકના ૪ થા સ્કંધના ૨૫ મા અધ્યાયના ૭—૮ મા શ્લોકમાં કહ્યું છે કે:—

પ્રાચીનબર્હી નામના રાજાએ પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરવા સારૂ યજ્ઞો કરી હજારો પશુઓને મારેલાં તે જોઈ તે પ્રમાણે ન કરવા શ્રી નારદજીએ તે રાજાને કહ્યું કે—

भो भो प्रजापते राजन् पशून् पश्यत्वयाध्वरे।
संज्ञापिताञ् जीवसंघान् निर्घृणेन सहस्रशः॥
एतेत्वां संप्रतीक्षंते स्मरंतो वैशसं तव।
संपरे तमयः कूटैः छिंदंत्युत्थित मन्यवः॥

"હે રાજન્ ! તેં યજ્ઞમાં હજારો પશુઓને મા- ર્યાં છે, તે સઘળાં તારી વાટ જોઈ રહ્યાં છે અને તને વારંવાર સંભારે છે. સબબ તું મરી જઈશ ત્યારે તેઓ તને તેવાંજ હથીઆરો વડે કાપશે." આ પ્રમાણે કહી **નારદજીએ પ્રાચીનબર્હી** રાજાને તે પ- શુઓ નજરે દેખાડયાં, તે જોઇ એ રાજાએ ભય- ભિત થઈ કહ્યું કે, "હવેથી હું તે પ્રમાણે ન- હિ કરૂં."

ભાઇઓ ! તમે વિચારો કે અશ્વમેધ તે શું છે? ઈશ્વરની પ્રેમભક્તિને પણ અશ્વમેધ યજ્ઞ કહેવાય છે. અસલ જે અશ્વમેધ યજ્ઞ કરતા તે બીજું કાંઇજ નહિ પણ ઘોડાને છૂટા મુકી તેને બાંધવાની સરત કરતા તેજ અશ્વમેધ યજ્ઞ કહેવાતો. તેવીજ રીતે ગોમેધ યજ્ઞ-

માં **ગો** શબ્દનો અર્થ ગાય નહિ કરવો જોઇએ પ-
ણું **ભૂમિ** કરવો, એટલે કે શુદ્ધ ભૂમિ ઉપર હવન
કરીને હવા સ્વચ્છ કરવી તે. **ગો** એટલે **મધુર**
**વાણી** પણ થાય છે. તેમજ વળી અજમેધ યજ્ઞના
અર્થની સમજમાં પણ ભૂલ થયેલી છે (અ=
નહિ+જ=જન્મવું) ફરીથી ઉગે નહિ એવા ધાન્યનો
હોમ કરવો તે અજમેધ; તેને બદલે બિચારા નિ-
ર્દોષ બકરાંનો વધ થાય છે અને પોતાને જરા સ-
રખી પીડા થતાં **પરમેશ્વરની** દયા માટે પોકાર કર-
નારા મનુષ્ય તે રાંક-નિર્દોષ પ્રાણીની દયામણી મુ-
મો અને કાલાવાલા નહિ સાંભળતાં જંગલી વાઘ-
ની છાતીથી તેના ઉપર તરવાર ફેરવી દે છે! કેવો
કુદરત ઉપર અન્યાય! કેવી દેવને ઠગવાની બાજી!!
કેવી ઘાતકી વર્તણુક!!! શું જનાવરને મારનારાં
મનુષ્યો વખત જતાં મનુષ્ય ઉપર નિર્દય થતાં ન
શીખે? શું એ મોટો અપરાધ નથી?

હોમ કરવાના સંબંધમાં **ભારતમાં** લખેલો સુ-

વર્ણ શ્લોક બ્રાહ્મણ બંધુઓ અને જૈનબંધુઓ તે-મજ ન્યાયપ્રિય મુસલમાન-પારસી અને ખ્રિસ્તિ ભાઇઓ કબુલ રાખ્યા સિવાય નહિજ રહે. તે શ્લોક એવો છે કે:—

**ध्यानाग्नि जीवकुंडस्थे दममारुत दीपते**
**असत्कर्म समिद्क्षेपे अग्निहोत्रंकुरूत्तम:**

" જીવ રૂપ કુંડને વિષે ધ્યાન રૂપ અગ્નિ કરી ઇન્દ્રિદમન રૂપ પવન વડે અગ્નિહોમ કરવો, કે જેમાં અસત્કર્મ રૂપી લાકડાં બળે. "

એક સાધારણ ખ્યાલ કરો ! તમે હિસાબી-મુત્સદ્દી—કેળવાયલા બંધુઓ ! એક સાધારણ ખ્યાલ કરો કે, દેવોને તમે એક પાડો-બકરો કે હરકોઇ બીજા પ્રાણીનો ભોગ આપો તે ખાતર તમને તે યથેષ્ઠ વસ્તુ આપે એ શું બનવા જોગ છે ? તમ-ને ધન-ધાન્ય-પુત્ર-સ્ત્રી-તંદુરસ્તી આપવા જે સ-મર્થ છે તે શું પોતાને જોઇતો ખોરાક મેળવવા

અસમર્થ છે ? તમારા જબ્બર શત્રુઓને સંહારવા જે સમર્થ છે તે શું એક પ્રાણીનો ભોગ જોઇએ ત્યારે પોતેજ લેવા અસમર્થ છે ? અને દેવો પણ શું આપણા જેવા નીચ—સ્વાર્થી અને તુચ્છ બુદ્ધિના હોઈ શકે ? સર્વ શાસ્ત્રોમાં દેવને 'પરમકૃપાળુ' આદિ વિશેષણો આપેલાં છે તો પછી તેના કૃપાળુપણા ઉપર આવાં કર્મો એબ જ લગાડે કે બીજું કાંઈ ?

ભારતના શાન્તિપર્વમાં વ્યાજબીજ કહ્યું છે કે—

**अन्य स्थाने करोति पापम् धर्मस्थाने विमुच्यते ।**
**धर्मस्थाने करोति पापम् वज्रलेपो भविष्यति ॥**

"બીજાં પાપો ધર્મકાર્યથી ટાળી શકાય પણ ધર્મનાજ નામે કરેલાં પાપ તો વજ્રલેપજ થાય છે—તે છુટવાની આશાજ ન રાખવી."

એવીજ રીતે વળી આપણા કેટલાક ભોળીઆ ભાઇઓ અને બ્હેનો દેવોને નાળીએર આદિની લા-

લચ આપીને મનોકામના તૃપ્ત કરવા અરજ કરે છે. શું જેઓ પાસે આપણને આપવા માટે પુષ્કળ ધન છે તે આપણા નાળીએરની આશા રાખશે? અને શું દેવોને તમે એવા સ્વાર્થી અને ખુશામતીઆનાજ શુભેચ્છક માનો છો? જો એમજ હોય તો એવા દેવો આપણું કાંઈ પણ કલ્યાણ કરી શકશે નહિ એ સમજવું સહેલુંજ છે.

મુસલમાન ભાઇઓ **બકરીઈદ** કરે છે પણ **વાઘઇદ** કોઇ કરતું નથી. રાંક બીચારાં બકરાં! આટલાં બધા પશુ--પક્ષીઓ અને માનવોમાંથી દયાળુ **અલ્લાતાલાએ** તમનેજ પોતાના ભક્ષ માટે શોધી ક્હાડયાં? નહિ, નહિ; એ દયાળુ દેવના નામ ઉપર હે! મુસલમાન ભાઇઓ તમે ખોટું કલંક ચડાવશો નહિ. તમે તે સાહેબનો હુકમ બરાબર સમજવા કોશીશ કરો. ઈબ્રાહીમ પેગમ્બર જ્યારે ઈમાનમાં આવ્યા ત્યારે તેમના ઈમાનની પરીક્ષા કરવા સારૂ અલ્લાએ તેમને કહ્યું કે—"તારી વહાલામાં

વ્હાલી ચીજનો ભોગ આપ." તે ઉપરથી ઇબ્રાહીમ પેગંબરે પોતાના એકના એક છોકરા ઇસ્માઇલને મારવા તૈયાર કર્યા અને જેવો તે પોતાની આંખે પાટો બાંધી તેને છરીવડે મારવા જાય છે તેવોજ અલ્લાએ તે છોકરાની જગાએ ઘેટું (દુમ્બો) લાવી મુકયું. આમાં હકીકત એવી છે કે, અલ્લાનો વિચાર ઘેટાનો ભોગ લેવાનો નહતો પણ ઇબ્રાહીમનો પોતા ઉપરનો પ્રેમ કેટલા દરજ્જે છે તે જોવાનો હતો. તેણે તો તે ઘેટાને પણ સજીવન કર્યું હતું. હિંદુભાઇઓમાં પણ એવી જ કથા ચાલે છે કે, સગાળશા શેઠે કેલૈયા કુંવરને ખાંડણીઆમાં ઘાલી ખાંડયો હતો પણ ઇશ્વરે તેને સજીવન કર્યો હતો. આ સર્વ દાખલામાં ઇશ્વરનો હેતુ માંસ ખાવાનો નહિ પણ ભકતોની કસોટી કરવાનોજ હોવો જોઇએ.

ઇદ કરનારા ભાઇઓએ મન સાથે એટલોજ વિચાર કરવો જોઇએ છે, કે જ્યારે આપણે

ઇદનો તહેવાર ઉપર કહેલા બનાવને લીધે કરીએ છીએ, ત્યારે ઘેટાનો નહિ પણ ઇબ્રાહીમની માફક પોતાની વહાલામાં વહાલી ચીજનો ભોગ આપવો જોઇએ. શું તે આપણાથી બની શકશે ?

કુરાનમાં સૂરા ઉલમાયદ સિપારા ૪, મંજલ ૨ આયત ૩ માં લખ્યું છે કે—"મક્કામાં તેની હદ સુધીમાં કોઇએ જનીવર મારવું નહિ. અને કોઈ ભૂલથી મારે તો તેને બદલે પોતાનું પાળેલું જનાવર મૂકી દેવું અથવા તો બે ડાહ્યા માણસો જે કિમત ઠરાવે તેટલી કિમતનું ખાણું ગરીબોને ખવરાવવું." જો હિંસા એ નાપાક ન હોત તો ધર્મક્ષેત્રમાં તેની ખાસ મના શા માટે હોઇ શકે ?

હવે આપણે આપણા પારસી ભાઇઓના ધર્મ તરફ ફરીશું. પારસીભાઇઓ આપણા હિંદુભાઇઓને ઘણી બાબતમાં આચારવિચારમાં મળતા આવે છે. તે પણ હિંદુ ધર્મ જેવો નેક ધર્મ છે. જૈન ધર્મની માફક તેમાં તો એટલે સુધી કહેલું છે કે,

" ઓ જરથોસ્ત ! તારો જીવ જવાની છેલ્લી પળ આવી લાગે ત્યારે તું મને આરાધજે ! અને તે સાથે વળી મારી તમામ પેદાશને આરાધજે ! તે સાથે વળી તમામ ગોસ્પંદોને, પાણીમાં રહેનારાં તમામ પ્રાણીઓને, જમીનપર વસતાં તમામ પ્રાણીઓને, હવામાં ઉડતાં તમામ પ્રાણીઓને તથા ખરીવાળાં તમામ પ્રાણીઓને આરાધજે. ( ક્ષમાપના માગજે ) તો હું તને દોજખ ( નર્ક ) થી બચાવીશ. " આવા નેક ધર્મમાં હિંસાની હીમાયત કે પરવાનગી હોવાનો સંભવજ કેમ હોય ? **અસોજરથોસ્તે** અમુક કામો કરવા માટે અવતાર લીધો હતો, કે જે કામોમાં **પશુરક્ષા** એ એક હતું. અને એ કારણથી **" પશુરક્ષક જરથોસ્તી દીન "** એમ કહેવાયું. **પારસી** ધર્મશાસ્ત્રો જો હિંસા અને માંસ ભક્ષણની તરફેણમાં હોત તો દર મહીનાના **બમન**, **મોહોર**, **ગોશ** અને **રામ** એ ચાર દિવસોમાં, **બમન** માસના **જસણના** દિવસમાં અને **સગાના** મૃત્યુથી ૩ દિ-

વસ સુધી પારસીભાઇઓ માંસથી ખાસ દૂર"રહે છે તેનું કારણુ શું ? જરથોસ્તનાજ વખતમાં ગુસ્તાસ્પ બાદશાહનો પૌત્ર બહમન અન્ન—ફળ અને શાક સિવાય બીજું કાંઇજ ખાતો નહિ. અને ઇરાની પ્રહેજગારોની બુઝરગી જોઇને ડાયોજીનીસ, પીથેગોરાસ, પ્લેટો, પ્લુટાર્ક, આદિ મહાપુરૂષો પણ માંસખોરાક ખાતા નહિ. ઇરાનનો પ્રખ્યાત મુસાફર સર જહૉન માલ્કમ લખે છે કે, " મેં ડાહ્યા અને પરહેજગાર મોબેદ શરોશથી સાંભળ્યું છે કે, જરથોસ્તના બાપ પાસે એક ગાય હતી, તે ઝાડો ઉપરથી ખરી પડેલાં પાંદડાં સિવાય બીજું કાંઇજ ખાતી નહિ અને આ ગાય જે દુધ આપતી તે સિવાય બીજો ખોરાક જરથોસ્થનો બાપ કાંઇજ લેતો નહિ "

આ ઉપરથી જણાશે કે, પારસી ધર્મ નેકીના રસ્તે છે: પરંતુ પાછળથી કોઇએ ખોટી બે'તો પુસ્તકોમાં ઉમેરી અને ખોટો ઉપદેશ કરી માંસાહાર ઘુસાડી દીધેલો. વિદ્વાન પારસી ગૃહસ્થો આ મત કબુલ રાખે છે.

આપણા **ખ્રીસ્તીભાઇઓના** **બાઇબલ**માં પણ કહ્યું છે કેઃ—“જો ! પૃથ્વી ઉપર જે ભાજીપાલો અને ફળો તને આપ્યાં છે તેનો તું ખોરાક તરીકે ઉપયોગ કરજે.” પ્રખ્યાત **બર્ન્સ** કવી એક વખત ખેતરમાં હળ લઇ ખેડતો હતો, તે વખતે ઉંદરડીનું દર હળની અણીથી ઉખડી જવાથી ભયભીત થઇને નાસતી ઉંદરડીને જોઇને તે કહે છે કે—“હું ખરેખર દીલગીર છું કે, માણસો કુદરતનો પરસ્પરનો સ્નેહ તોડી નાખે છે! હું તેમ નહિ કરૂં, તું ડરીશ નહિ.”

**વર્ડ્ઝવર્થ** કવિ કહે છે કે, “હે ભાઇ ! એવી કોઇપણ વાતમાં ખુશાલી કે આનંદ માનીશ નહિ, કે જેથી લાગણી ધરાવતી કોઇપણ વસ્તુને દુઃખ પડે.”

આજકાલ **અંગ્રેજો**ની ઉપદેશ પદ્ધતિ અસરકારક મનાય છે—અને ભલે કેટલાક **અંગ્રેજો** સત્યાસત્યનો વિચાર કર્યા સિવાય પ્રાણીહિંસાને નિર્દોષ માને પણ તેમનામાંનાજ એક—તેમનાજ એક

આધુનિક પ્રખ્યાત કવિ Robert Buchanan ના શબ્દો કહીનેજ આજતો હું અટકીશઃ—

" ભલા ભગવાને જે પામર પશુને મુંગાં બનાવ્યાં છે, તેમની ભયંકર વેદનાઓ, બોલવાની શક્તિ ધરાવનાર મનુષ્ય પ્રાણીની પીડા કરતાં ઘણીજ દયાજનક છે. આપણી તર્કશક્તિ કરતાં વિશેષ પવિત્ર એવી તેમની લાગણીથી તેઓ મરણનું આવાગમન જાણી શકે છે, અને તેથી બીહે છે. અને કેટલીક વખત તો તેમની જીંદગી તેમને એટલી બધી પ્રિય હોય છે કે, પ્રાણ અને દેહ બહુ મુશીબતે જૂદાં પડે છે. શું આપણે મનુષ્યના મરણ–બિછાના પાસે બેસી આંસુ પાડીશું અને પશુને મરતાં, કોરી આંખે જોઈ રહીશું ? જે (મોતની) છાયા આપણા અંતઃકરણને ગમગીન કરે છે તેજ છાયા તેમના અંતઃકરણને ભયભિત બનાવે છે. જે અંધકારને આપણે સમજી શકતા નથી તે અંધકાર સમયે, નિરાશામાંથી જન્મ પામેલી, એકજ જાતના

ભક્તિ-ભાવથી, તેજ જાતના દિલાસાના કિરણથી અને તેજ જાતની **જાગૃત થવાની આશાથી, આપણી** છેલ્લી ઉંઘ ઉપર જે આશિર્વાદ આપણે માગીએ છીએ તેજ આશિર્વાદની **તેમની** છેલ્લી ઉંઘ વખતે તેમને પણ જરૂર છે, એવું શું આપણે નહિ વિચારીશું ?"

* :
*

**एकत : कांचनो मेरुर्बहुरत्ना वसुंधरा ।**
**एकतो भयभीतस्य प्राणिन: प्राणरक्षणं ॥**

"એક બાજુ કોઈ પર્વત જેટલું સુવર્ણ અને રત્નભરી આખી પૃથ્વી દાન કરે અને બીજી બાજુ કોઈ ભયભીત પ્રાણીના પ્રાણનું રક્ષણ કરે તે બે બરાબર છે."



# दिवस ३ जो.



## ( द्वितीय निषेध पर विशेष विवेचन. )

" Flesh eating is not unnatural to our physical constitution only. The *mind* and *intellect* are made gross by gorging aad repletion "–*Plutarch.*

"માંસાહાર આપણા શરીર બંધારણને અનુકુળ નથી એટલુંજ નહિ પણ તે ખોરાકથી અકળાંતિઆ બનેલા માણસનું મન અને બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાય છે,"
—પ્લુટાર્ક.

* * *

" A vegetarian . diet is pre-eminently the diet of beauty, energy, activity and enjoyment."

"વનસ્પતિ ખોરાક એ ખરેખર સૌંદર્ય, શક્તિ, ચપળતા અને મઝા આપનારો ઉત્તમ ખોરાક છે."–
ડૉકટર ટી, ઍલ્ નીકૉલ્સ. એમ્. ડી.



ભાઇઓ અને બ્હેનો ! કાલે તમને મેં સમજાવ્યું હતું કે, કોઈ પણ ધર્મ હિંસા કે માંસ ખોરાકની પરવાનગી આપતો નથી. બલ્કે તેનો સ્પષ્ટ રીતે નિષેધ કરી **દયા**નો અને **મનુષ્યપણાનો** ઉપદેશ કરે છે.

આજે હું તમારી સમક્ષ એજ વિષયપર બીજી દૃષ્ટિઓથી વિવેચન કરીશ.

આપણ સર્વ **આર્યો** જે વનસ્પતિ ખોરાક કાદોકદમીથી ખાતા આવ્યા છીએ તે પ્રાણી ખોરાક કરતાં કેટલો શ્રેષ્ટ છે તે હું બતાવીશ. આપણું શરીર એક જાતનું યંત્ર છે. યંત્રનો અમુક ભાગ તેની ગતિને લીધે ઘસાય છે, તેમ આપણા શરીરના અવયવો શ્રમથી ઘસાય છે. એ ઘસારાની જગા પૂરી પાડવા માટે આપણે ખોરાક ખાવાની જરૂર છે.

હવે એ ખોરાકમાં જૂદા જૂદા પ્રકારના એવા પદાર્થો હોવા જોઇએ કે જે, શરીરના દરેક અવય-

વોને પુષ્ટી આપી શરીરમાં બળ તથા ગરમી ઉત્પન્ન કરી શકેઃ—(૧) **નાઇટ્રોજન**વાળા પદાર્થો શરીરનું બાંધકામ કરે છે, (૨) **કારબન**વાળા પદાર્થો શરીરમાં ગરમી પેદા કરે છે તથા ગરમી જાળવી રાખે છે, (૩) **તેલ**વાળા પદાર્થો ચરબી પેદા કરે છે અને (૪) જૂદી જૂદી જાતના **ક્ષારો** જૂદા જૂદા રસોની વૃદ્ધિ કરે છે અને લોહીને પુષ્ટી આપે છે. આપણા વનસ્પતિ ખોરાકમાં એ **સર્વ** તત્વો સમાયલા છે. માંસ ખોરાક એ **સંપૂર્ણ** ખોરાક નથી—અર્થાત્ એ **એકલો** ખાવાથી ચાલતું નથી; તેની સાથે વનસ્પતિ ખોરાક ન લેવાથી "સ્કર્વી" એટલે રક્તપિત્તનું દરદ થઈ આવે છે, કારણ કે તે ખોરાકમાં 'સ્ટાર્ચ–સ્યુગર'નો ભાગ બીલકુલ નથી અને એ વિના મનુષ્ય–શરીરને ચાલતુંજ નથી.

કેટલીક વનસ્પતિઓ તથા દુધ–દહીં–ઘી–માખણ વિગેરે પદાર્થોમાં પૌષ્ટિક સત્વ જેટલું છે તેટલું માંસ ખોરાકમાં નથીજ. અને તેમ છતાં પણ વળી આ પદાર્થો માંસ ખોરાક કરતાં સસ્તા, આંખને ગ-

મૂતા, સુગંધીદાર અને મહાપાપ સિવાય મળી શકે જેવા છે.

માંસાહારી લોકો પ્રાણીઓના બુક્કા કે ગુરદા ખાય છે તે શું છે? એ બારીક નળીઓના બનેલા છે. એ નળીઓની આસપાસ લોહીની જાળો બંધાયેલી હોય છે, અને તે વાટે ખોરાકમાંથી લોહી બનતાં નકામો પડેલો પ્રવાહી પદાર્થ. સૂકાઇને બહાર આવે છે. ગુરદાની અંદર એક વચ્ચેથી ખાડો જણાય છે, ત્યાં એક દીવાસળી જેટલી જાડી નળી રહે છે. તે નળી વડે ગુરદામાં ચૂસાઈ આવતું મૂત્ર ટપક ટપક થતું પિસાબના ફુક્કામાં આવે છે. પેટમાં ખોરાક જઇ, તેનો જ્યારે અન્નરસ થઇ જાય છે ત્યારે આપણા કાઠામાં રહેલા દરેક અવયવો પોતપોતાનું કામ બજાવે છે; જેવું કે—અન્નરસમાંથી કલેજું પિત્ત પેદા કરે છે, હોજરીની રૂવાંટી જેવી નળીઓ જઠર-રસ પેદા કરે છે, ફેફસું લોહી સાફ કરે છે, અંતઃકરણ બધે લોહી પહોંચાડે છે, અને ગુરદો પ્રવાહી પદાર્થને બંબાની સુંઢોની માફક ચૂ-

સી ચૂસીને નકામું પાણી ફુક્કામાં ઉતારે છે. હવે આ ગુરદો નીરોગીજ હશે તેની ખાત્રી શી? પરમિયો, ટાંકીની અસર, પથરી, રેતી, મીઠો પિસાબ અને બીજા ઘણા રોગો તે ખાનારને થતા જોવામાં આવે છે.

મરડો, અતિસાર, વાઇ, આંચકી અને અર્ધાંગવાયુના રોગીઓ માંસ ન છોડે ત્યાં સુધી સારા થતા નથી. કોલેરાના રોગીને માંસનું પાણી સરખું પણ નુકશાન કરે છે. મંદવાડમાંથી ઉઠેલો માણસ માંસ ખાય તો તેને સખત તાવ ('મીટ ફીવર') આવે છે.

માંછલીનું માંસ ખાનારમાં પહોળા માથાવાળા પાટીકીરમ થાય છે. ઉત્તર રૂસિયા, નૉર્વે, સ્વિડન અને આયર્લાંડમાં આ દરદ ઘણું જોવામાં આવે છે.

ડુક્કરનું માંસ ખાવાથી વાંકડીઆ કીરમ શરીરમાં ઉત્પન્ન થવાનો સંભવ છે અને તેનાથી માણસનું મરણ નીપજે છે. આ કારણથી મુસલમાન ભાઇઓ ડુક્કરના માંસને અડકતા પણ નથી.

ગાંય તથા બળદના કલેજાં અને આંતરડાં ઉપર જે સફેદ દાણા દેખાય છે તે એક પ્રકારના કીડા છે. અને તે માંસાહારીના શરીરમાં જઇને દાંત અને જડબાંના શત્રુ બને છે, એટલુંજ નહિ પણ ડૉકટર ટૉલના કહેવા પ્રમાણે તો તેથી ભેજાના રોગ થાય છે. આ કારણથી પારસી ભાઇઓ ગાયના માંસને કદી ઉપયોગમાં લેતા નથી.

લંડનનો સરકારી ડાકટર કહે છે કે–"અત્રે વેચાતા ગાય–બળદના માંસની તપાસ કરતાં, સેંકડે પાંચજ ટકા નિરોગી જનાવરનું માંસ વેચવામાં આવતું જણાય છે." અને ઑક્ષ્ફર્ડ પાઠશાળાના વૈદક ખાતાના ઉપરી ડૉકટર ઑકલેન્ડ કહે છે કે, "રોગી જનાવરનું માંસ ખાવાથી ૭ પ્રકારના મોટા રોગ થાય છેઃ— (૧) ઢોરમાં થતી ચરબી, (૨) 'ટાઇફૉઇડ' જ્વર, (૩) પાંસળી, પડખાં અને ફેફસાંના દરદો, (૪) મોઢામાં ને પગમાં થતો સોજાનો રોગ, (૫) 'ઍન્થ્રેકોઇડ' રોગ, (૬) લોહીનું બગડવું અને (૭) ક્ષય ઉત્પન્ન કરનાર ગાંઠોનો રોગ."

માંસ ખોરાકથી બીજો જે ભયંકર બિગાડ થાય છે તે ધ્યાનમાં લેવા જોગ છે. ડૉકટર ટી, એલ્, નીકૉલ્સ, એમ્. ડી. કહે છે કે–'માંસ ખોરાક કૃત્રિમ જુસ્સો ઉત્પન્ન કરે છે, એ કૃત્રિમ જુસ્સાના પરિણામે માણસ વિષયલુબ્ધ બને છે, એથી થાક ઉત્પન્ન થાય છે, થાક દૂર કરવા જુસ્સાની જરૂર પડે છે અને જુસ્સા માટે તે માણસ પાછો માંસ ખાય છે અને પરિણામે ગોળ કુંડાળામાં ફર્યાંજ કરે છે અને વિનાશનું કામ ચાલ્યાંજ કરે છે." આ પ્રમાણે માણસને તામસી વૃત્તિનો બનાવનાર એ ખોરાક મનુષ્યનું મનુષ્યપણું છીનવી લે છે અને નિર્દયતાને બીજી કુદરત જેવી બનાવી દે છે.

મારા આટલા વિવેચન ઉપરથી તમને સમજાયું હશે કે, માંસ ખોરાક (૧) ઘણાં દરદો ઉત્પન્ન કરે છે, (૨) માણસને તામસીવૃત્તિનો બનાવી નીતિભ્રષ્ટ કરે છે, (૩) વનસ્પતિ–ખોરાકના જેવો **સંપૂર્ણ** ખોરાક નથી, પણ તે સાથે વનસ્પતિ–ખોરાકનો ઉપ-

યોગ કરવોજ પડે છે, (૪) ઝાઝીવાર રાખી શકાતો નથી કારણ કે બગડી જાય છે, (૫) દેખાવમાં અસ્વચ્છ, કમકમી ઉપજે એવો અને (૬) અનાજ કરતાં મોંઘો છે.

હવે હું તમને સાબીત કરી બતાવીશ કે, અનાજ કરતાં પ્રાણી ખોરાક કેવો ઓછો તાકાદ આપનારો છે. પોતાના રાજ્યને જંગલી અને અપ્રસિદ્ધ સ્થિતિમાંથી ઘણુંજ સત્તાવાળું અને ભવ્ય બનાવનાર ઈરાનનો **સાઇરસ** બાદશાહ, બાળપણથી વનસ્પતિનો ખોરાક ખાતો હતો; તેમજ તેના સિપાઇઓ પણ બાળપણથી વનસ્પતિનો ખોરાક ખાતા હતા. છતાં તે પોતાના સિપાઇઓ સાથે ઘણાજ ટુંકા વખતમાં સેંકડો માઇલની કુચ કરવાને શક્તિવાન હતો; તેમજ તેણે ઘણી લડાઇઓ કરી પોતાથી બમણી મોટી ફોજો ઉપર અસાધારણ જીતો મેળવી હતી. એવીજ રીતે ગ્રીસ અને રોમની ફોજ વિષે પણ જણાયું છે. મી૦ હેલડરના કાગળમાં લખ્યું છે કેઃ—"રૂશીઆના સમશેરબાજ માણસોની એક

સહુથી સરસ જાત છે, તેમાં કોઈ માણસ ૭ ફુટ-થી ઓછા માપનો નથી. તેઓ દર અઠવાડીએ જણ દીઠ આઠ શેર કાળી રોટલી, ચાર શેર તેલ અને એક શેર મીઠું ખાય છે." તેમને જોતાંજ ખાત્રી થાય છે કે તેઓ માંસાહારી લોકોથી હઠે તેવા નથી." વળી મથુરાના ચોબા લોકો તથા અયોધ્યામાં રહેનાર પુરવિયા લોકો વનસ્પતિનો ખોરાક ખાય છે, તેઓ મલ્લને પણ જીતે એવા હોય છે. ખ્રિસ્તિઓનાં ધર્મ પુસ્તકોમાં જણાવ્યું છે કે–"દાનીઅલ અને તેના સાથીઓ જેઓ દાળ ખાતા અને પાણી પીતા તેઓ સર્વ માંસ ખાનારાઓ કરતાં વધારે માતેલા અને ખુબસુરત હતા." સ્પાર્ટનો, કે જેઓ દુનિયાના સર્વ માણસો કરતાં અંગબળ અને શરીરના બાંધામાં ચઢીઆતા હતા અને જેમની બરોબરી કોઇ પણ પ્રજા કરી શકતી નહોતી, તેઓ સર્વ વનસ્પતિનો ખોરાક ખાતા હતા. તેમજ યુનાન દેશના અંગબળની કસરતોના જાહેર અખાડાઓમાં જેઓ માણસ–શરીરના કૌવતને લગતા અનેક ચમત્કારો

ફરી બતાવતા હતા તેઓ સર્વ વનસ્પતિ ખોરાક પર જ રહેતા હતા. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, વનસ્પતિ ખોરાક, માંસ ખોરાક કરતાં ઓછી તાકાદવાળો નથી; બલકે તેથી વધારે તાકાદવાળો છે.

વળી વનસ્પતિ-ખોરાક એ આપણો **મૂળ ખોરાક** છે. વેદ અને બીજાં હિંદુ-શાસ્ત્રોમાં વનસ્પતિ ખોરાકનીજ આજ્ઞા છે. **એશીઆ** ખંડની બીજી પ્રાચીન પ્રજાઓનાં વૃત્તાંત જોઇશું તો માલૂમ પડશે કે, તેઓ પણ વનસ્પતિ ખોરાક સિવાય બીજું કાંઇજ ખાતા નહોતા. **આરબ** લોકો, **સીરીઆના** લોકો, તથા **જાપાનના** લોકો પણ વનસ્પતિ ખાઇને રહેતા હતા. ઇરાન દેશના પ્રખ્યાત મુસાફર **સર જોન માલકમે** લખ્યું છે કે,"ઘણાક દીન (અસલી) જમાનામાં ઇરાનીઓ પોતાના ગુજરાનનો ઘણો આધાર એમની વાડી ઉપર રાખતા હતા. અસલનાં **ગ્રીક** તથા **રોમન** લોકો વનસ્પતિનો ખોરાક ખાતા હતા." ડાઇકન કવિએ લખ્યું છે કે—"માણસો ફળફળાદિનો આહાર કરતા અને પ્રાણીઓના માંસથી તેઓના

ભૂમને અપવિત્ર કરતા નહોતા. પશુ, પંખીઓ તથા સસલાં છૂટથી તથા ધાસ્તી વગર ફરતાં હતાં." પોપ, ટોયસન અને શૅલી નામના નામાંકિત કવિઓ વનસ્પતી ખોરાકની પ્રશંસા કરી ગયા છે અને પ્રાણીના વધને સખત ભાષામાં વખોડી ગયા છે. બાઇબલના પહેલા તથા બીજા જેનીસીસમાં ઈશ્વરે આદમને કહ્યું છે કે—"આ ઝાડોપર ફળ છે તે ખાજે." એથીનિયન લોકો અંજીર ખાઇને રહેતા. ( તેઓ આખી દુનીઆમાં બુદ્ધિબળ અને વિદ્યાકળામાં શ્રેષ્ટ હતા ) અને આરકેડિયન લોકો 'એકોર્ન' નામનાં ફળ ખાતા. મુસલમાનોના ધર્મ પુસ્તકોમાં લખ્યું છે કેઃ— "અલ્લાએ દુનીઆની શરૂઆતમાં પ્રથમ બાવા આદમ અને બીબી હવાને પેદા કીધાં કે તુરત આદમની પૂર્વ બાજુમાં એક બગીચો હતો તેમાં ઉતર્યાં. તે બગીચો કે જે ભાજીપાલો તથા મેવાથી ભરપુર હતો તેમાં રાખ્યાં ને તે બગીચામાં થતી વનસ્પતિનાં ફળફળાદિ ખાવાનો હુકમ આપ્યો." આ સઘળાં દૃષ્ટાંતો ઉપરથી સહજ સિદ્ધ થાય છે કે, વનસ્પતિ ખોરાક એજ આપણો મૂળ ખોરાક છે.

તેમજ વળી વનસ્પતિ ખોરાક એ આપણો **સ્વભાવિક** ખોરાક છે. જૂદાં જૂદાં પ્રાણીઓની શારીરિક રચના પરથી આપણને માલૂમ પડે છે કે, કુદરતે માણસને માટે વનસ્પતિનોજ ખોરાક નિર્માણ કર્યો છે અને તેજ તેઓને અનુકુળ આવે છે. વાઘ, સિંહ, કૂતરા વિગેરે પ્રાણીઓને માટે માંસનો ખોરાક છે, તે તેમને સ્વભાવિક અને અનુકુળ થઈપડે છે. ઘોડા, હાથી, ગાય વિગેરે પ્રાણીઓને માટે ઘાસનો ખોરાક છે; તે સિવાય બીજો ખોરાક તેઓની પ્રકૃતિને માફક આવતો નથી. માંસાહારી પ્રાણીઓને પંઝા અને નખ હોય છે. કૂતરીઆ દાંત મોટા અને લાંબા હોય છે ને તેઓની હોજરી નાની હોય છે. આવી રચનાને લીધે તેઓને માંસનો ખોરાક અનુકુળ પડે છે. ટુંકામાં તેઓને પોતાનો ભક્ષ પકડવાને અને ફાડી ખાવાને મજબૂત સાધનો મળેલાં છે; પણ માણસની શારીરિક રચના એવી નથી, તેમજ ઘાસ ખાનાર પ્રાણીઓ જેવી પણ તદ્દન નથી; તેથી માણસને વનસ્પતિ ખોરાક માફક આવે છે, અને

તેને બરાબર પચાવીને લોહી રૂપાંતર કરવાને દાંત; લાળ, જઠર, પિત્ત વિગેરે રસાવાળાં મર્મસ્થાનો બક્ષેલાં છે. તેવાં મર્મસ્થાનો બીજાં પ્રાણીઓને હોતાં નથી. લીનીયસ, બેરન કુવીઅર, અને ટામાસબેલ વિગેરે ડાક્ટરોનો મત એવો છે કે, "માણસના શરીરની રચના ( મૂખ્યત્વે કરીને તેની હોજરી, હાથ, મોં ) જોતાં એટલું માલૂમ પડે છે કે, કુદરતે તેમને માટે વનસ્પતિ–ખોરાકજ નિર્માણ કરેલો છે."

જે દેશોમાં માંસાહારનો પરિચય વધારે છે ત્યાં પણ થોડી આવક ઉપર ગુજરાન ચલાવનારા મનુષ્યોને ન છુટકે માંસ ખોરાકથી દૂરજ . રહેવું પડે છે. કરકસર માટે વનસ્પતિ ખોરાકનો જ આશ્રય લેવો પડે છે.

આ સર્વે ઉપરથી સિદ્ધ થાય છે કે, વનસ્પતિ ખોરાક એ (૧) મનુષ્ય પ્રાણી માટે કુદરતી ખોરાક છે, (૨) તંદુરસ્તી સચવાય તેવો ખોરાક છે, (૩) તાકાદી આપે એવો ખોરાક છે, (૪) ગમે તે-

ટલા જથ્થામાં મળી શકે તેવો ખોરાક છે, (૫) કુદરતનો ખોરાક છે, (૬) સુલેહ સંપથી મળી શકે તેવો ખોરાક છે; (૭) માણસને માણસાઈમાં રાખે તેવો ખોરાક છે, (૮) આંખ અને નાકને કંટાળો ન આપે એવો ખોરાક છે અને (૯) આપણો અસલી ખોરાક છે.

* *

મુનીનો વાક્પ્રવાહ જરા ધીમો પડયો એટલે પેલો કેળવાયલો જુવાન બોલ્યો કે—"મહાત્મન્! આપે માંસખોરાકની વિરૂદ્ધ વિવિધ દલીલો આપીને અને માંસ અને વનસ્પતિ ખોરાકની સરખામણી કરી બતાવીને હીંસાનું મોટું કારણ જે માંસાહાર તેથી દૂર રહેવા સૂચવ્યું. આપનો બોધ અત્યંત અસરકારક અને વ્યાજબી છે. પરંતુ જ્યારે કોઈ પંડીતાઇનો ડોળ કરનારા, વાગ્વિવાદથી ફાવવા મથનારા માંસાહારી લોકો "**जीवो जीवस्य जीवनम्**" એમ કહી ઉભા રહે ત્યારે તેમને શો જવાબ આપવો?"

## મુનીએ જવાબ વાળ્યો :

ખરી વાત છે. **जीवो जीवस्य जीवनम्!** એ કોઈથી ના કહી શકાયજ નહિ. પણ તેના અર્થમાં કેટલાક લોકો ગોટાળો કરે છે. એક જીવ બીજા જીવોનું જીવન અર્થાત્ મદદગાર છે. ગાય–ભેંસ બળદ આદિ જીવો આપણે માટે દહીં–ઘી–અનાજ ઉત્પન્ન કરે છે માટે તેઓ આપણું 'જીવન'જ ગણાય. શું માતા પોતાના પુત્રને પોતાનું 'જીવન' ગણતી નથી? સ્ત્રીઓ પોતાના પતિને 'જીવન!' કહીને સંબોધતી નથી? ત્યાં શું તેઓ પુત્ર અને પતિને પોતાનો '**ખોરાક**' કહેવા માગે છે કે પોતાનું '**સર્વસ્વ**' કહેવા માગે છે?

તમારૂં પ્રશ્ન ઘણું ડહાપણ ભર્યું છે. માંસાહારી લોકો પોતાના થોડા સરખા સ્વાર્થ ખાતર—થોડી મોજમઝા ( નહિ કે જરૂરીઆત ) ખાતર આખા દેશને કેટલું નુકશાન કરે છે તે સમજાવવાનું મને તમારા પ્રશ્નથી યાદ આવે છે.

એ સમજાવવા ખાતર હું 'ગોરક્ષા' ગ્રંથના

કર્તાના જ શબ્દોમાં જણાવીશ કે, "આખા હિંદુસ્તાનમાં દર વરસે **એક લાખ ગાયોનો** વધ થાય છે અને તેથી તેની **પાંચ પેઢીના હિસાબે** (તેનાથી ઉત્પન્ન થતાં દૂધ, અનાજ વિગેરેની ઉપજ એકંદર કરતાં) ૨૦,૭૫,૯૨,૫૦,૦૦૦૦૦ (વીસ ખર્વ, પંચોતેર અબજ, બાણું કરોડ, પચાસ લાખ) રૂપિયાનું નુકશાન હિંદુસ્તાનને થાય છે." આહાહા! કેવી મોટી ગંજાવર રકમ!! આ પ્રમાણે નુકશાન ચાલ્યાંજ કરે તેથી દેશ વધારે ને વધારે પાયમાલ થયાં કરે તેમાં શું આશ્ચર્ય ?

ઢોરને આપણામાં **શ્રી** એટલે લક્ષ્મી તરીકે ગણાય છે. પત્ર વ્યવહારમાં આપણે લખીએ છીએ કે, ભાઈ શ્રી ૫, શેઠ શ્રી ૫; એનો અર્થ એ છે કે, પાંચ પ્રકારની લક્ષ્મીવાળા ભાઈ અગર શેઠ.

પ્રથમ ધાન્ય ને બીજે ધન,
ત્રીજે સ્ત્રી ને ચોથે તન;
પાંચમે હોય પશુનો સંચ,
લખાય કાગળમાં 'શ્રી પંચ.'

રાજાને ગાદી અને હાથી એ બે 'શ્રી' વધારી 'શ્રી ૬' લખાય છે.

આવી રીતે ઢોરને લક્ષ્મી તરીકે મનાય છે તેમાં કાંઇ પણ અતિશયોક્તિ સમજવાની નથી. જુઓ ! એક પશુ આપણને દૂધ, મલાઇ, માવો, ઘી, આદિ પૌષ્ટિક ખોરાક આપે છે; ગરમી આપનારાં કપડાં બનાવવાને ઉન આપે છે; દવા તરીકે વાપરવાને મૂત્ર આપે છે; ઘરની જમીન લીંપવાને–બળતણ કરવાને–રાખ બનાવવાને તથા ખાતર કરવાને છાણ આપે છે; ખેતર અને વાડીઓમાં જમીન ખેડી આપે છે; ઝાડપાનને માટે કૂવામાંથી પાણી કાઢી આપે છે; કણસલામાંથી અનાજના દાણા છુટા પાડી આપે છે; માણસોને તથા માલને ગામ–પરગામ ખેંચી જાય છે, ડુંગરો ઉપર ચઢાવે છે, રેતીનાં અગમ્ય રણમાં ઉચકી જાય છે: એમ જીંદગી પર્યંત એક મિત્ર સમાન આપણી સેવા બજાવે છે.

તેમછતાં તેમને, અનાજના પુષ્કળ ભંડારા

ભરેલા છતાં, એક ઘડીભરની મઝા ખાતર–મૂર્ખામી ખાતર. મૃત્યુવશ્ય કરનારાઓ શું પોતાના મનુષ્ય ભાઇઓની સમૃદ્ધિને ખલેલ પહોંચાડતા નથી? અને તેઓ શું કૃતઘ્નતાનો ગુન્હો કરતા નથી?

અકબર બાદશાહ સારી રીતે જાણતો હતો કે, આવાં ઉપયોગી પ્રાણીઓમાં સઘળા માણસોનું હિત સમાયલું હોવાથી તેઓનો નાશ કરવો તે રાજ્યપ્રકરણી ગુન્હો છે; તેથી તેણે એવો કાયદો કર્યો હતો કે, "જે કોઈ માણસ ગાયને મારશે તેના કુટુંબના ડાહ્યા અને રૂપાળા માણસને હલાલ કરવામાં આવશે." જો કે આ શિક્ષા ઘણી વધારે અને ક્રૂર ગણાય, પરંતુ આથી એ સિદ્ધ થાય છે કે, આવી બાબતોની તજવીજ રાખવી એ રાજ્યકર્ત્તાની મૂખ્ય ફરજોમાંની એક છે.

## કેળવાયલા જુવાને બીજો સવાલ રજુ કર્યો:–

મહાત્મન્! કેટલાક ખોટી દેખાદેખીથી માંસાહાર શીખેલા ભાઇઓ પોતાના બચાવમાં કહે છે કે,

'હિંદુઓ વનસ્પત્યાહારથીજ નિર્બળ અને અધમ સ્થિતિમાં આવી પડ્યા છે." તેમો શા રદીઓ આપવા ?

**મુનીએ જવાબ આપ્યો:**

હિંદુઓ અધમ સ્થિતિમાં આવી પડ્યા છે તે વાતની તો કોઇથી ના કહેવાય તેમ નથી. પણ તેના કારણમાં '**માંસાહારથી વિરક્તિ**' ને આગળ ધરનારા મોટી ભૂલ કરે છે. આપણા ભાઇઓમાં આરોગ્યવિદ્યાનું, શરીર–સંરક્ષણનું કેટલું ઓછું જ્ઞાન છે તે તો તમે જાણો છો. એ જ્ઞાન માત્ર વૈદું કરનારેજ મેળવવાની જરૂર છે એવી આપણા લોકોની ભૂલ ભરેલી માન્યતા છે; તેથી ગલીચી, અંધારા ઓરડા, અનિયમિત ખાણાં, મસાલા–તેલ આદિ પદાર્થોનો વધારે ઉપયોગ, વિગેરે કારણોથી તંદુરસ્તીને બગાડે છે. વળી બાળલગ્ન, કજોડાં, કન્યાવિક્રય, જ્ઞાતિ ભોજન, રડાકુટ, એકથી વધારે સ્ત્રીઓસાથે લગ્ન, કુસંપ, આળસ, વિગેરે કારણોથી તેમનું પ્રજા તરીકેનું બળ નરમ પડ્યું—અને પડે તેમાં કાંઈ નવાઈ પણ નથી.

હું તો હિમત ધરીને કહી શકીશ કે, આવાં આવાં અવદશા કરનારાં કારણો અહર્નિશ પોતાનું કામ કર્યા જ જાય છે તોપણ હિંદુ ભાઇઓનું સામાજીક બળ હજારો વરસથી જે કાંઇ ટકી રહ્યું છે તે પોતાના અસલી ધર્મપરનો તેમનો રાગ અને માંસાહારથી વિરક્તિ: એ એનાજ પ્રતાપે.

**જુવાનને વળી એક સંશય ઉત્પન્ન થયો:**

"દેવ! દુનિયામાં બધાં માણસો માંસ ખોરાકથી દૂર રહે અને માત્ર વનસ્પતિ ખોરાક પર નિર્વાહ કરે તો તે ખોરાક બધાને પુરો પડી શકે ખરો? અને શું તે મોંઘો ન થાય?"

**મુનીએ હસતા વદને ખુલાસો કર્યો:**

ભાઈ! તમારો આ સવાલ પણ ડહાપણ ભર્યો છે. આવી રીતે, ઉપદેશ સાંભળ્યા પછી તે ઉપર મનન કરવાનો અને સંશય ઉત્પન્ન કરી તેના ખુ-લાસા મેળવવાનો રીવાજ સર્વ શ્રોતાઓમાં હોત તો આજ કાલ કેટલાક વેશધારી ઉપદેશકો ધર્મને નામે

મરજીમાં આવે એવો ઉપદેશ કરી, લક્ષ્મી અગર માન પૂજા પામી, શ્રોતાઓની બુદ્ધિને ભ્રષ્ટ કરે છે તેઓને ઉભા રહેવાનીજ જગા ન મળેત. તમારા સું-દર પ્રશ્નનો ઉત્તર, અગાઉ એક અમેરિકન વિદ્વાને એક બે દૃષ્ટાંતોથી કોઇને આપેલો છે તેજ સંભળા-વીશ. લખવાનાં 'કવીલ' (પીંછાં) પ્રથમ ઘણાંજ સ-સ્તાં હતાં કારણકે લખનારા ઘણાજ થોડા હતા. પણ જ્યારે વિદ્યાનો પ્રસાર વધતો ગયો અને લેખન-કળા ખેદાણ પામતી ગઇ ત્યારે કુદરતે મા-ણુસને 'સ્ટીલ પેન' કરવાની બુદ્ધિ સુઝાડી. તેમજ અગાઉ ચામડા ઉપર લખવાનો રીવાજ હતો અને જેમ લખવાનું કામ વધતું ગયું તેમ કાંગળની શોધ થઇ. આ ઉપરથી જણાય છે કે જેટલી સહેલાઈથી ખનીજ પદાર્થો અને ઝાડપાનને લગતી વસ્તુઓની પેદાશ તેના ખપના પ્રમાણમાં વધારી શકાય છે તે-ટલી સહેલાઈથી જનાવરોમાંથી મળતી પેદાશ વ-ધારી શકાતી નથી અને તેથી તે ખપના વધારા સાથે મોંઘી થતી જાય છે, જ્યારે ખનીજ પદાર્થો

અને ઝાડપાનને લગતા પદાર્થોનો તો જેમ જેમ ખપ વધતો જાય છે તેમ તેમ. તેની કિમત ઉલટી ઘટતી જાય છે, કારણ કે ખપના પ્રમાણ કરતાં પણ તેની ઉત્પત્તિમાં પુષ્કળ વધારો કરી શકાય છે. કારણ કે વિશાળ દુનિયાનો મોટો ભાગ હજી ઉપયોગમાં લેવામાં આવતોજ નથી.

હવે શ્રોતાજનો પોતાના કામે લાગવા અધિરા થતા જણાય છે માટે તમારા બીજા પ્રશ્નો આવતી કાલ માટે મુલ્તવી રાખો તો ઠીક પડશે.



# दिवस ५ थो.



## ( द्वितीय निषेधपर विशेष विवेचन. )

---



ય શ્રોતાજનો! મને માફ કરજો; હું સર્વ પ્રાણીઓ કરતાં ઉત્તમોત્તમ પ્રાણીના સંબંધમાં વાત કરવી અત્યાર સુધી વિસરીજ ગયો હતો. એ ઉત્તમોત્તમ પ્રાણી બીજું કોઇ નહિ પણ મનુષ્ય પ્રાણી છે. સર્વ પ્રજાના વિદ્વાનો પુનર્જન્મનો સિદ્ધાંત કબુલ રાખે છે અને કૃત્યોના પ્રમાણમાં સારો યા ખોટો અવતાર મળે છે એ પણ મંજુર રાખે છે. તો એ સમજવું સહેલુંજ છે કે, એક જીવને જે અસંખ્ય શરીરમાં વાસ કરવો પડે છે તે સર્વમાં મનુષ્ય શરીર એ એકજ એવો વાસ છે કે જેની હયાતી-

માં આત્માનું કાંઇ પણ કલ્યાણ કરી શકાય. ત્યારે મનુષ્ય સર્વ પ્રાણી કરતાં ઉત્તમ છે એમ માનવામાં કશી હરકત નથી. અને ગુસ્સાના આવેશમાં કે વૈર ખાતર કે કોઇ દુષ્ટ સ્વાર્થી હેતુ પાર પાડવા ખાતર એક મનુષ્ય પ્રાણીનું ખુન કરવું તેના જેવું નીચ અને પાપી કામ બીજું કોઇજ નથી. એ ઘોર કુકર્મના કરનારને રાજ્ય તરફથી દેશનિકાલ કે દેહાંત દંડની શિક્ષા થાય છે, તેથી એવાં કૃત્યો આજકાલ ઘણાં થોડાં જોવામાં આવે છે. જો કે હથીઆરવડે એવાં કૃત્યો ઘણાં થોડાં થતાં જોવામાં આવે છે તોપણ વગર હથીઆરે એવાં ખુનો કાંઇ ઓછાં થતાં નથી. મુખ્યત્વે બે પ્રકારની મનુષ્યહત્યા સંબંધમાં બોલવાની જરૂર છે. (૧) આપઘાત અને (૨) ગર્ભપાત તથા બાળહત્યા.

કેટલાક મૂર્ખાઓ એમ માને છે કે, માણસ પોતાના દેહનો માલીક છે માટે તેનો ઘાત કરવામાં તે દોષિત નથી. પરંતુ જ્યારે પોતાને ઉત્પન્ન કરવાની શક્તિ પોતામાં નથી ત્યારે પોતાનો નાશ કરવાની

સત્તા પોતાના હાથમાં માણસ કેવી રીતે લઈ શકે ? આત્મઘાતની ઇચ્છા એ મનની નબળાઈ અને ક્રોધાવેશની ભારે સત્તાની સાબિતી આપે છે. અને જે માણસ પોતાના આત્મા સાથે ગોષ્ટિ કરવાની ટેવ પાડે છે તેનામાં આ રાક્ષસની સત્તા ચાલી શકતી નથી.

કહેવત છે કે, " શું આવતી ધાડે વિષ ખવાય કે ? " કારણ કે એમ કરવાથી પ્રથમ જીવ જાય અને પછી ધન જાય. દુઃખ અને દુશ્મન બન્ને એક જ પંક્તિના છે : તેમનાથી ડરી પાછાં પગલાં ભર્યાં તો તેઓ જોશમાં આગળ ધસીને આવ્યાજ સમજવા. પણ જો હિમત ધરીને સામા થઇએ તો તેઓ પલાયન કરી જાય છે.

કેટલાક ધર્મોમાં કહ્યું છે કે, " આત્મઘાત કરનારના ૭ ભવ એવાને એવાજ દુઃખમાં જાય છે. " આ કહેવું તત્વાર્થે ખરૂં છે. સાત નહિ પણ જેઓ આવું કુમરણ કરે છે તેમના અસંખ્ય ભવો તુચ્છ

પ્રાણીનાં અવતારોમાં થવાથી તેઓ મહા દુઃખો ભોગવવાનાજ.

નિર્ધન અને અભણ લોકો કરતાં ગૃહસ્થ અને સુધરેલા* લોકોમાં આત્મઘાતથી વધારે મરણ થતાં સાંભળવામાં આવે છે. ધન ખોવાના કે કાંઈ આફત આવવાના કે આરંભેલા કામમાં નાઉમેદ થવાના સબબથી તેઓ કોઈ પ્રકારનું વિષ ખાઈને કે કોઈ જળસ્થાનમાં પડતું મૂકીને કે ગળાફાંસો ખાઈને કે બીજી કોઈ રીતે તરફડીઆં મારી બળાત્કારે પોતાની અમૂલ્ય મનુષ્ય દેહીનો વિનાશ કરે છે. શું તેઓ એમ ધારતા હશે કે, આથી અમે દુઃખથી મુક્ત થઈશું અથવા અમને સ્વર્ગસુખ મળશે ? પણ અરે ! એ ધારણા તદ્દન ખોટી છે. જેમ કોઈ કેદી કેદમાંથી નાશી જાય છે તો વધારે શિક્ષાને પાત્ર થાય છે; તેમ આત્મઘાતી પણ વધારે પીડાને પાત્ર થાયછે.

---

* એક વર્ત્તમાન પત્રમાં લખ્યું છે કે–" ફ્રાન્સમાં સને ૧૮૯૦ ના વર્ષમાં આશરે આઠ હજાર આત્મહત્યાઓ થઈ હતી."

બીજી તરેહની મનુષ્ય હત્યા તે ગર્ભપાત કે બાળહત્યા છે. ઉંચ જ્ઞાતિની વિધવાઓ વ્યાભિચાર ગુપ્ત રાખવા અર્થે ગર્ભપાત કરે છે અગર તે પ્રયાસ નિષ્ફળ જવાથી જન્મેલા બાળકને એકાંત જગામાં ફેંકી દે છે અગર નદી-કુવામાં નાખી આવે છે. આવું કરનાર સ્ત્રી અને તેમાં કારણભૂત તથા સહાયભૂત પુરૂષો નીતિના સિદ્ધાંતોનું ઉલ્લંઘન કરે છે, ચોરી કરે છે, ખૂન કરે છે અને રાજ્ય પ્રકરણી ગુન્હો કરે છે. આવી હત્યા અટકાવવા માટે તાત્કાળિક ઉપાય તરીકે કેટલાક દયાળુ લોકો તરફથી, વિધવાઓએ ગુપ્ત રીતે જણેલાં સંતાન મુકી આવવા માટે એકાંત સ્થળ બનાવવામાં આવ્યાં છે, કે જ્યાં તેમને મુકીને વિધવા ગુપચુપ ચાલી જાય છે અને પછી તે બાળકને સારી રીતે ઉછેરવામાં આવે છે.

પરંતુ આવું થતું ઓછું કરવા માટે સૌથી વ્યવહારૂ રસ્તો તો એજ છે, કે બાળલગ્ન બંધ કરવાં કે જેથી બાળ વિધવાનો સંભવ છેકજ ઓછો થઈ જાય. અને સ્ત્રીઓમાં ધર્મ-નીતિ અને વ્યવહારની કેળવણીનો પ્રસાર વધારવો, કે જેથી કોઇ ભાગ્યહીન

સ્ત્રી વિધવા થવા પામે તો પણ તે નિષ્કલંક જીંદગી ગુજારી શકે. સ્ત્રી એ પ્રજાની ચડતી અને પડતીનાં મુખ્ય કારણોમાંનું એક કારણ હોવા છતાં તેની કેળવણી તરફ જે તદ્દન ઓછું લક્ષ બતાવવામાં આવે છે તે ખરેખર દીલગીર થવા જેવું છે.

પંડિતા રમાબાઇએ વિધવાઓ માટે આશ્રમ ખોલ્યું છે, તેમાં તે તેમને કેળવણી આપે છે અને તેમનું ગુજરાન ચલાવે છે. તે સાથે તેમને ખ્રિસ્તી પણ બનાવે છે. આપણા હિંદુ શેઠીઆઓ શાથી '**વિધવા આશ્રમ**' કાઢવા હિલચાલ નથી કરતા તે કાંઈ સમજાતું નથી. એવા એક હિંદુના 'વિધવા આશ્રમ'માં રહેવાથી વિધવાઓ ધર્મ જાળવી શકશે, નીતિમાં દ્રઢ રહેશે, મજુરી કરી પોતાનું ગુજરાન ચલાવનારનો બદલો વાળી આપશે અને ગર્ભપાત અને બાળહત્યા અદ્રશ્ય થશે.

મનુષ્ય હત્યાના સંબંધમાં મને એટલું પણ કહી લેવા ઘો કે, કેટલાક માણસોને સ્ત્રી તથા પુત્ર

તરફ છૂટી ચીજ ફેંકવાની આદત પડી હોય છે અને કેટલાકને પેટમાં લાત મારવાની ટેવ પડી હોય છે, કે જેથી ખૂન થયાના ઘણા દાખલા મળી આવે છે. સમજુ માણસે એવું ઉદ્ધત કામ કદી ન કરવું. સ્ત્રી કે પુત્રને સુધારવા માટે યુક્તિથી બોલાયલા શિતળ શબ્દો અને પોતાનો તેમના ઉપરનો પ્રેમ તથા પોતાની શુદ્ધ વર્ત્તણુક એ ત્રણજ બસ છે. મારવાથી તો ઉલટાં તેઓ લાગણી વિનાનાં બની જાય છે.

જનાવર તરફ છૂટા ઘા કરનારે પણ આથી ધડો લેવાનો છે. ઘણાક મૂરખો પોતાનું અનાજ ખાઈ જતી ગાય ઉપર કે ખુલ્લા ઘરમાં પેસી ગયેલી બકરી ઉપર ઈંટ, પથર, લાકડી આદિનો છુટો ઘા કરે છે, જેથી કોઈ વખત તે અજ્ઞાન પ્રાણીનો એકાદ પગ કે આંખ નકામી થાય છે, અગર કોઈ વખતે પ્રાણ પણ ચાલ્યા જાય છે. સમજુ સ્ત્રી પુરૂષોએ આ જંગલી કામ કદી ન કરવું જોઇએ.



# दिवस ५ मो.



## "સદસદ્‌વિવેક બુદ્ધિની આજ્ઞા ઉલ્લંઘીશ નહિ."

*"Have your Conscience as your guide."*






ભાઇઓ અને બ્હેનો! તમે સર્વ આસ્થાથી મારો ઉપદેશ સાંભળો છો તે જોઇને મને આનંદ થાય છે. પણ હું તમને **અંધશ્રદ્ધાની** ભલામણ કોઇ કાળે કરી શકતો નથી. જો કે મારો ઉપદેશ મારાથી સમર્થ જનોના અભિપ્રાયો ટાંકીને બનતાં સુધી તો સર્વમાન્ય થાય એવોજ કરવા હું સંભાળ રાખું છું તથાપિ તેનું પણ સત્ય તમે તમારી વિચારશક્તિની કસોટી ઉપર ચઢાવી જોજો અને **પછીજ** કબુલ રાખજો. 'હું કહું છું

તેટલું સાચુંજ છે' એમ કહેવાનો તો સર્વ ઉપદેશકોનો રિવાજ છે, ત્યારે પછી ખોટું કોણ રહ્યું? પણ હું મારામાં અગર બીજામાં એવી **અંધશ્રદ્ધા** માટે તમને સલાહ આપી શકતો નથી. જે કોઈ ઉપદેશ કે આદેશ સાંભળો તેને ન્યાયના ત્રાજવામાં તોળી જુઓ અને પછીજ તેનો સ્વિકાર અગર તિરસ્કાર કરો.

પ્રાણી હિંસાથી મરનાર પ્રાણીનું, હિંસક મનુષ્યની નીતિ, શરીર અને આત્માનું તેમજ આખા દેશનું અહિત થાય છે તે મેં તમને પુરવાર કરી બતાવ્યું છે. છતાં હજી એ વિષય ઉપર ઘણું બોલવાનું બાકી રહે છે.

જે કીડીનો પગ કે માંખની પાંખ બનાવવા મનુષ્ય ઓલાદનો ડાહ્યામાં ડાહ્યો પ્રાણી પણ સમર્થ નથી તે કીડી કે તે માંખીને મારવાની હિંમત મનુષ્ય ધરે એ શું ઓછી મૂર્ખતા છે? નાનામાં નાનું પ્રાણી પણ સુખ–દુઃખની લાગણી ધરાવે છે અને

પ્રાણુ ને તેનો કીમતી ખજાનો છે, કે જે પોતા પાસેથી ઝુંટાવી લેવા તે કદી પરવાનગી આપી શકેજ નહિ. તેમ છતાં મનુષ્યો તે બીચારાનાં પ્રાણુને, વગર પરવાનગીએ છીનવી લે છે તે શું એક જબરી ચોરી કરતા નથી ?

થોડો વખત થયાં વળી સુધરેલા દેશના વિદ્વાનો મુંગાં પ્રાણીઓ ઉપર અખતરા કરીને શોધખોળ કરવા લાગ્યા છે. અખતરા કેવા વિચિત્ર ? કેવા નિર્દય ? કેવા ત્રાસજનક ? પોતાના બચાવ માટે કાંઈ પણ વકીલાત કે યુદ્ધ કરવા અશક્ત પ્રાણીઓને ગુંગળાવી તેના શરીરના જૂદા જૂદા અવયવો કાપી, સેકી, ભુંજી: એમ હજારો રીતે રૂપાંતર કરી, તે તે ક્રિયાઓથી શું પરિણામ આવ્યું તે તપાસે છે; અને તે પરિણામ ઉપરથી મનુષ્ય જાતનાં દરદો માટે દવા આદિની શોધો મેળવવાનો દાવો કરે છે. આ ખ્યાલ કેવો ગેરસમજ ભરેલો છે તે મહાન સર્જન પ્રો૰ લોસનટેટના શબ્દોમાં કહેવાથી વધારે વજન-

દાર ગણાશે. તે કહે છે કે, "જીવતાં પ્રાણીઓ ઉપર વાઢકાપ કરવી એ જંગલી જમાનાની નિશાની છે. ડાકટરને એથી કાંઈ પણ મદદ મળતી નથી, બલ્કે ઘણીવાર તે એથી આડે રસ્તે દોરાય છે." બીજો ડાકટર સર ચાર્લ્સ બેલ લખે છે કે, "એ ખાતાથી કોઇ શોધ કદી થઇ નથી. વૈદકશાસ્ત્રના ખરા વિચારોને બદલે એથી તો ઉલટી મોટી ભૂલો થતી ગઇ છે."

આ ઘાતકીપણાને લૉર્ડ શૅફ્ટબરી 'એક ધિક્કારવા લાયક પાપ' કહે છે. 'જુફીલિષ્ટ' માં લખ્યું છે કે, "આ કામ પરમકૃપાળુ પ્રભુની સામા સઘળા ગુન્હામાંનો નીચમાં નીચ ગુન્હો છે અને સર્વ પાપોમાં મોટું પાપ છે."

એટલું ખુશ થવા જેવું છે કે, કેટલાક દયાળુ નરરત્નોએ એ જુલમાટ જોઇને 'ત્રાહે ત્રાહે!' કહીનેજ બેશી નહિ રહેતાં 'એન્ટીવિવીસેકશન સોસાઇટી'ઓ ( અખતરા માટે થતા પશુવધને અટકા-

વવા માટે મંડળીઓ ) સ્થાપી છે તથા મન-વચન અને શરીર ત્રણેથી, અસંખ્ય નિરપરાધી પ્રાણીઓનો બચાવ કરવા કમર કસી છે. શ્રીમંતોએ આવાં કામોમાં હમેશ મદદ આપવા આગળ પડવું જોઇએ.

હિંસા અટકાવવા માટે બીજા પણ દયાળુ નરો ઘણા જોવામાં આવે છે. ભાજીપાલા ઉપર જીંદગી ગુજારતા આવેલા આપણા હિંદવાસી ભાઇઓ તો માંસાહાર તરફ અણગમો બતાવે એમાં કાંઇ નવાઈ નથી પણ યુરોપ-અમેરિકાના ઘણા વખતથી માંસ ખાતા આવેલા વિદ્વાન લોકો—જેવા તેવા નહિ પણ પ્રોફેસરો અને સર્જનો—પ્રાણીખોરાક પોતે તજીને બીજાને તજાવવા માટે જાહેર ભાષણો તથા નાનાં નાનાં પુસ્તકો મારફત પોકાર કરી રહ્યા છે. તે નરરત્નોએ વેજીટેરીઅન સોસાઈટી ( વનસ્પત્યાહારી મંડળી ) સ્થાપી છે અને વનસ્પતિની રસોઇ કરવામાં હજી શીખાઉ હોવાથી તદ્દન સાદી ચીજો

બનાવીને તે ખાઇ અત્યંત આનંદ પામે છે. **ઑક્ષ્ફર્ડ** યુનીવર્સીટીવાળા સી, ઍચ્ કૉલીન્સ્, એમ. એ. એક જાહેરનામામાં લખે છે કે, "માંસ ખોરાક છોડી વનસ્પત્યાહારી બનવા સંબંધી મારા પ્રથમ વિચાર **કોઈના કહેવાથી નહિ પણ અંતઃકરણમાંથી** આપોઆપજ સ્ફુરી આવ્યા હતા. લોકો જો પોતાના અંતઃકરણના ગુપ્ત અવાજને કાન આપતાં શીખે તો અવશ્ય તેમાંથી ઘણા કિમતી ખજાના મેળવી શકે........સંધિવાનું દરદ મને વારસામાં મળેલું છે. મારા બાપને પણ તે વારસામાંજ મળ્યું હતું. છ વરસ ઉપર તે દરદથી હું મરવા પડયો હતો એવામાં દારૂ અને માંસનો ઉપયોગ બંધ કરવા મને કુદરતીજ પ્રેરણા થઇ અને મેં પ્રયોગ શરૂ કર્યો. વધારે લંબાણ શું કરૂં? એ વાતને આજ છ વરસ થઈ ગયાં છે. હું હમણાં મજબુત–કદાવર, શાંત ચિત્તનો અને વેગી ચાલનો, શુદ્ધ નીતિનો નિરોગી માણસછું, એમ સર્વ કોઇ મને પીછાનનારા

એકે અવાજે કહે છે." આ વિદ્વાન અને બીજા જાત અનુભવથી ખાત્રી આપી શકે એવા વિદ્વાનો આવા સાચા બનાવો નાનાં પુસ્તકો અને માસિક પત્રો મારફત આખી દુનિયામાં ફેલાવે છે. આપણે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો છે અને શક્તિવાળાઓ તેમના પ્રયત્નને મદદ તરીકે જેટલું દ્રવ્ય આપે તેટલું સારા રસ્તે વપરાયું ગણાશે.

આપણા જૈન અને બીજા હિંદુ ભાઇઓ કસાઇખાનેથી જીવોને બચાવવા મોટી રકમો ખરચે છે તે ખુશી થવા જેવું છે. પણ તે સાથે તે રકમનો ચોથો ભાગ પણ હિંસાથી આ જગતમાં તેમજ પેલા જગતમાં ખમવા પડતાં દુઃખોનો ચિતાર આપનારાં પુસ્તકો રચાવી, તેની હજારો પ્રતો પ્રજામાં મફત વહેંચવામાં ખરચે તો ઘણુંજ સારૂં પરિણામ આવે. વિચારો કે એક શ્રીમંત ૧૦૦૦ નકલો મફત વહેંચે છે. તેમાંથી એકજ મનુષ્ય હિંસા તજે છે. એ એકજ માણસ ન સમજતા, પણ તે એક

બીજા અનેકને જાત્યનુભવ કહી કુરસ્તેથી અટકાવશે; અને તે દરેકની જીંદગી પર્યંત જે અસંખ્ય જીવોનો વધ થાત તેમનો બચાવ થશે. .. યાદ રાખજો કે, પ્રાણીઓની મ્હારી હિમાયત માત્ર દયા ખાતરજ નથી પણ અગાઉ જણાવવામાં આવેલાં કારણો પ્રમાણે સ્વાર્થ તેમજ પરમાર્થ બન્નેની ખાતર છે. માણસો પોતાની જન્મગાંઠને દિવસે, બીજા કોઇ ઓત્સવના વખતે, કોઇ અણધાર્યા લાભ પ્રસંગે, આ અને આવાં બીજાં જે ખાતાંઓ હું આગળ ઉપર કહીશ તેમાં મરજી મુજબ મદદ મોકલી આપવાનો ઠરાવ કરે તો કેવું સારૂં થાય?

•

હું તમને એક હસવા સરખા વિચારથી થતી હિંસા જણાવીશ. કૂતરાં હડકાયાં **થશે** તો તેઓ માણસને કરડશે અને તેના પ્રાણ લેશે, એવી સમજથી **સારી** હાલતનાં કૂતરાંને ભરવસ્તીમાં ઝેર મિશ્રિત ખોરાક ખવરાવી કે સુંઘાડી તેમના પ્રાણ લેવામાં આવે છે. ખરૂં કહીએ તો આ કામ,

છોકરો 'મોટો થવાથી બૈરીની આંખે દેખતો થઇ આપણને 'સતાવશે એમ સમજી બાળપણમાંજ તેને મારી નાખનાર માબાપનાં .કામ જેવુંજ ગણી શકાય. આશ્ચર્યની વાત છે કે, જે સુધરેલા રાજ્યમાં ચાંદી પડેલા બળદને હાંકવા માટે તેમજ જનાવરો ઉપર ગજા ઉપરાંત ભાર ભરવા માટે મના કરવામાં આવી છે તેજ રાજ્યમાં આવાં નિર્દોષ તંદુરસ્ત કૂતરાંઓને વસ્તીની વચ્ચમાં– દયાળુ લોકોની કંપારીનો કાંઇ પણ ખ્યાલ નહિ લાવતાં, મારી નાખવામાં આવે છે. કૂતરો એ નિમકહલાલ નોકર, પેહેરેગીર અને અનુચરનું કામ બજાવવા માટે પ્રખ્યાત પ્રાણી છે: છતાં એના તરફ આવી નિર્દય વર્ત્તણુક ખરેખર તિરસ્કારી કાઢવા જેવી અને પોકાર કરવા જેવીજ છે.

સારી હાલતનું કૂતરૂં કરડકણું થાય તો તેને હડકવા હાલ્યો છે એમ ધારી કેટલીક વખતે મારી નાખવામાં આવે છે; અગર કેટલીક વખતે માણ-

સને સારી હાલતનું કૂતરૂં કરડવા છતાં હડકાયું કૂતરૂં કરડયું છે, એવી દેહેશતથી તેઓ હેબક ખાઈ મરણ પામ્યાનું પણ સાંભળવામાં આવ્યું છે. માટે આવી વખતે તેવાં કૂતરાંનો તથા માણસોનો બચાવ થવા સારૂ હડકવાનાં ચિન્હ, કે જે 'બ્રાઉન ઇન્સ્ટીટયુશન' નામની અંગ્રેજ મંડળીએ પ્રસિદ્ધિમાં મૂકેલાં છે તે કહી સંભળાવીશ:—

"હડકવાનું દરદ કૂતરાંને હરકોઈ વખતે થઈ આવે છે. પણ તેમ થતાં પહેલાં તેની રીતભાત બદલાવા લાગે છે. તે શોકાતુર, નિરાશ અને ચ્હીડીઉં બને છે, બીજાં કૂતરાંથી દૂર રહેવું પસંદ કરે છે, તે કાંઇ મળી આવે તેને કરડે છે, હવામાં લઉઆં લે છે, ગળામાં કાંઈ અટકયું હોય તેમ ગળું પગથી ખંજવાળે છે, મોંમાંથી પુષ્કળ લાળ પડે છે, અવાજમાં ફારફેર થાય છે, બીજાં કૂતરાં તેનાથી ડરીને દૂર રહે છે, કેટલીક વખત નીચલું જડબું કમતાકાદ થઇ જાય છે અને તેથી કરડી શકતું નથી."

હવે હું બે ત્રણ પ્રકારની હિંસા કે જેથી દૂર રહેવાનું દરેક માણસની શક્તિની અંદર છે, તે જણાવીને આજનું ભાષણ પુરૂં કરીશ.

તમે તમારા બાળકોની ટોપીઓમાં જે સુંદર પીંછાં નખાવો છો અગર પીંછાં સહિત ટોપીઓ તૈયાર ખરીદો છો તે પીંછાં માટે પક્ષીઓને પાણીથી ભરેલી બંદુકથી અધમુઆં કરી નાખવામાં આવે છે અને પછી તેમનો પ્રાણ જતાં સુધી પણ ધીરજ ખમ્યા સિવાય ઘણીજ ઝડપથી પીંછાં ખેંચી ખેંચી તેમને ફેંકી દેવામાં આવે છે. એ વખતે તે બિચારાં રાંક નિર્દોષ પક્ષીઓ આબેહુબ તમારા નાના બાળકની માફક દયામણી રીતે રડે છે. અરે ! એવી શોભા વગર તમે શું બેસી રહ્યા છો ? આજકાલ એથી પણ સુંદર કપડાનાં અને કસબનાં ફુમતાં વિગેરે વડે ટોપીઓ, પોલકાં આદિ શણગારવામાં આવે છે. તો તે હિંસાથી મળતી ચીજો ખરીદીને

શા માટે તમારે એ પાપી ધંધાને ઉત્તેજન આપવું જોઇએ?

કચકડું એ કાચબાના હાડકામાંથી બનતો પદાર્થ છે. રેશમ એ અસંખ્ય કોશેટાના જીવોને ગરમ પાણીમાં નાખી–મારીને બનાવવામાં આવતી ચીજ છે. ચમર એ ચમરી ગાયમાંથી અને કસ્તુરી એ કસ્તુરીઆ મૃગમાંથી હિંસાથી મળતા પદાર્થો છે. હાથીદાંત* માટે હાથીઓને પણ એટલુંજ ખમવું પડે છે. ચોપડા ઉપર તમે જે પુંઠાં ચડાવોછો તે માટે હલકી કીમતના ઢોરોને મારવામાં આવે છે. હવે કહો વિચારવંત ભાઇઓ અને બ્હેનો! શું તમને આ વસ્તુઓ સિવાય નથીજ ચાલતું? તમારા શોખ

---

* દીગંબરી જૈનો તથા ખોજા અને વહોરા લોકો દાંતના ચુડા નથી વાપરતા એ વખાણવા લાયક છે. સોનું રૂપું, કાચ વિગેરે સુંદર પદાર્થને મુકી હિંદુઓ દાંતના ચુડાને શા માટે મોહી રહ્યા છે તે સમજાતું નથી.

આતર તમારા જેવાં અસંખ્ય પ્રાણીઓનો કિમતીમાં કિમતી ખજાનો જે પ્રાણ તે છીનવી લેતાં, અગર છીનવી લેનારૂને ઉત્તેજન આપતાં શું તમારે શરમાવું જોઇતું નથી ?

દિવાબત્તી ખુલ્લી મૂકીને સેંકડો ફુદાં વિગેરેને તેમાં હોમાવા દેવાં, એ પાપ આપણી બેદરકારીનું ફળ છે. જેઓમાં જરા પણ દયાની લાગણી હશે તે તો હમેશ કાચના મોટા ફાનસમાં જ દીવો રાખશે અગર ગરીબ હશે તો દીવાની આસપાસ બારીક કપડું પણ રાખશે. આ માત્ર દરકારનુંજ કામ છે. તેમાં કાંઇ મોટું ખર્ચ કે મહેનત પડતી નથી.

કેટલાકો બીજાને હિંસાનો ઉપદેશ કરે છે અને હિંસાનાં સાધનો પુરાં પાડે છે, તેઓ નાહક મોટું પાપ વ્હોરી લે છે. એ નિરર્થક દોપથી દૂર રહેવું એ દરેક વિચારવંત મનુષ્યના હાથમાંજ છે.

લીલાં વન વાઢવાં, જંગલ બળાવવાં: વિગેરે

પ્રકારના મહાપાપી ધંધાથી સુજ્ઞ જનોએ દૂર રહેવું જોઇએ. ગુજરાન માટે હજારો ધંધા છે. કેટલાક નીચ લોકો ઘર, દુકાન કે મીલોનો વીમો ખરી કિમત કરતાં વધારે કીમતથી ઉતરાવીને પછી તે બાળી મુકે છે અને વીમાવાળા પાસેથી પૈસા ઓકાવે છે. આવા લોકો હિંસાના પાપ ઉપરાંત વિશ્વાસઘાતના ગુન્હેગાર પણ બને છે.



# दिवस ६ ठो.



## અન્ત્યજનોના હક્ક ડુબાવશો નહિ.



*" Do unto others as you would be done by "*





ભાઇઓ અને બ્હેનો ! '**आत्मवत् सर्व भूतानि**' અર્થાત્ 'સર્વ પ્રાણીને આપણા જેવાજ ગણવા' એ બોધની તમારા હૃદયમાં છાપ પાડવા હું આજ કેટલાક દિવસથી મારા અલ્પજ્ઞાનનો ઉપયોગ કરૂં છું; પણ એ વિષય એવો બહોળો છે કે, તેના સંબંધમાં જેટલું બોલીએ તેટલું થોડુંજ ગ-

ણાય. એ એવો પવિત્ર અને સર્વ જીવોને સુખદાયક વિષય છે કે, એના વિષે બોલતાં જેટલી આળસ કરૂં તેટલો હું ગુન્હેગાર થાઉં અને તેટલો મનનો આનંદ ખોઉં. દરેક ધર્મના ઉપદેશકોએ જો કોઈ ઉપદેશ માટે પોતાની સર્વ શક્તિ અને જ્ઞાનનો ઉપયોગ કરવો જોઇએ તો તે ઉપદેશ બીજો કોઈ નહિ પણ **आत्मवत् सर्व भूतानि पश्येत्** અથવા "*Do unto others as you would be done by*" એજ છે.

તમારામાંના ઘણાખરા એમ સમજતા હશે કે આપણે મનુષ્યહત્યાનો જે મહા ભયંકર દોષ તે તો નથીજ કરતા. પણ તેમને કદાચ ખબર નહિ હોય કે, મનુષ્યના વ્યાજબી હક્કો છીનવી લઇને તેને મહા કષ્ટ આપવાનો અપરાધ તેઓ એકાદ વખત નહિ પણ અવાર નવાર કરે છે.

**કન્યાવિક્રય** કરનારા આપણા મનુષ્ય ભાઇઓ પોતાની કન્યાના હક્ક ડુબાવે છે. એમ કોણ નહિ

કહે? કન્યાને પોતાને યોગ્ય શારીરિક તેમજ માનસિક સંપત્તિવાળો પતિ માગવાનો-મેળવવાનો હક્ક છે. કારણ કે તેની સોબતમાં અને તેની તાબેદારીમાં તેને આખી જીંદગી કાઢવાની છે. જ્યારે એક પિતા પોતાની પુત્રીને પોતાના લોભની ખાતર વધારેમાં વધારે કિંમત આપનારા બુઢાને અગર તો દુરાચરણીને ઘેર વેચે છે ( અગર ખોટી કુલીનતામાં તણાઇ મૂર્ખ બાળકના હાથમાં સોંપે છે ) ત્યારે તે બિચારી કાં તો દુઃખથી સેકાઈ સેકાઇને દેહ મુકે છે, અગર આપઘાત કરે છે, અગર દુરાચરણ શીખે છે કે જેના પરિણામે ગર્ભપાત અને બાળહત્યાના ત્રાસદાયક પાપ પણ તેને કરવાં પડે છે અને ઘણા ભવના ફેરા ટાળવા મળેલો અમુલ્ય મનુષ્ય ભવ તે બીચારી હારી બેસે છે. આ સર્વમાં કારણભૂત તેનોસ્વાર્થી અગર મૂર્ખ પિતાજ છે, કે જે પોતાની પુત્રીના વ્યાજબી હક્ક ડુબાવતાં જરા પણ વિચાર કરતો નથી. " न कन्याया: शुल्कम् गृह्णियात् " અર્થાત્ " કન્યાના

લાળા (પૈસા) ન લેવા" આદિ ઘણા શબ્દોથી ધર્મ પુસ્તકોમાં તો એ દુષ્ટ કાર્યનો નિષેધ કર્યો છે, પરંતુ જેમને પોતાનીજ પુત્રી ઉપર દયાનો જરા જેટલો અંકુર નથી તેમને શાસ્ત્રવચનો સંભળાવવાથી શું અસર થવાની હતી? તેઓ તો આપખુદીથીજ એ કામ કરે છે અને આપોઆપજ તેનાં માઠાં ફળ થોડા વખતમાં ભોગવે છે ત્યારેજ શીખામણ પામે છે; કારણ કે એ 'નાક કપાવીને મેળવેલો પૈસો ઘ-રમાં આવ્યા પછી થોડાજ વખતમાં દુશ્મનના મા-ણસની માફક ઘરના પૈસાને અને કોઠીમાંની જારને તથા ફાટયાતુટયા ગાભાને પણ સાથે લઇને છટકી જાય છે અને નાક ખોયું તે વ્યાજમાં! છોકરીના નિસાસા લીધા તે ઉપર માગ્યામાં! અને આત્મક્લેશ થયો તે નફામાં!

પુત્ર અગર પુત્રીને સંસારભારઉપાડવાની શક્તિ આપવા **અગાઉ** તેમના ઉપર સંસાર–શકટનું ધુંસરૂં નાખી દેવું—તેમને પરણાવવાં, એ પણ તેમના હક્ક

ડુબાવવો સરખુંજ કામ છે. દિવસે દિવસે ધંધા રોજગારની હરીફાઈ વધતી જવાને લીધે શરીર તેમ જ મગજ બન્નેની પુષ્ટી સિવાય દુનિયાની હરીફાઈમાં ઉતરવાથી બહુ ખમવું પડે છે, તે કોણ નથી જાણતું ? બીચારો છોકરો ૧૨–૧૪ વરસની ઉમરનો હોય, હજી તો તેનાં અવયવો પૂરાં ખીલવા પણ પામ્યા નહોય તે પહેલાં—હજી તો તેની વિચારશક્તિ પૂરો વિકાશ પણ પામી નહોય તે પહેલાં, તે અભ્યાસને લાયક બાળકને કસાઇ જેવા માબાપ પતિ બનાવી દે છે અને તેની સાથે તેનું સુખ પણ પતીજ રહે છે. પતિ–પત્નીની ફરજો સમજવા પામ્યા પહેલાં પુત્રને પતિ અને પુત્રીને પત્ની બનાવવાનો હક્ક કોઇ માબાપને નથીજ. કાં તો મોટાઇમાં ભાગી પડીને અથવા તો લાડઘેલા થઇને અગર તો પૈસાના લોભથી–ગમે તે કારણથી બાળલગ્ન કરાવનારાં માબાપ પોતાના આધારે રહેલાં બાળકોનો વિશ્વાસઘાત કરનારાંજ ગણાય, તેમુજ તેમના હક્ક ડુબાવનાર અને

જરા આગળ વધીને કહીએ તો—તેમના હિંસક પણ કહેવાય. અંગ્રેજો તેમજ આપણા ડાહ્યા લોકો કહે છે કે, "સુંદરી શોભે સમર્થને, બીજે દુઃખનું ધામ" તે શું ખોટું છે?

સ્ત્રી-પુત્રાદિને ગુલામ માફક ગણવાં—તેમને **ઘટતી** છૂટ ન આપતાં તદ્દનજ પોતાની સાંકડી બુદ્ધિના ગુલામ બનાવી દેવાં, એ પણ તેમના હક્ક ડૂબાવવાનું કામ છે. મારૂં કહેવું એમ નથી કે, સ્ત્રીઓને પુરૂષ માફકજ પૂરી સ્વતંત્રતા આપો; પણ સ્ત્રીને બોલવા દેવાની, પોતાનો સ્વતંત્ર મત જાહેર કરવાની, સખીમંડળમાં હરવા ફરવાની, મરજીમાં આવે તે ધર્મ પાળવા દેવાની છૂટ ન આપવી તે અને પુત્રને બાળમિત્રો સાથે રમવાની બંધી કરવી તે એક ધિક્કારવાજોગ નિર્દયતા છે. ઘણીએ સ્ત્રીઓની મતિ એને લીધે મુંઝાઈ ગયેલી અને ઘણાએ છોકરાની બુદ્ધિ જડ થઈ ગયેલી આપણા જોવામાં આવે છે. સ્ત્રી અને પુત્ર તરફની ફરજો જાણ્યા પ-

હેલાં પતિ કે પિતા બનનારા છેવટે આવાં પરિણામ આણે. સૌ જીંદગીનાં સુખની અભિલાષા રાખે છે; અને એક પક્ષી પણ રત્નજડીત સોનાના પાંજરામાં રહી સુંદર ફળ મેવા જમવા છતાં અપ્રસન્ન રહે છે.

પરાયા હક્ક ડૂબાવવાના બીજા પણ ઘણા રસ્તા છે. જે લોકો ખોટા દસ્તાવેજ કરે છે, ખોટી સાક્ષી પુરે છે, લાંચ રૂશવત લઈ માલીકને નુકશાન પહોંચાડે છે, કોઈની ખુલ્લી કે છુપી ચોરી કરે છે: તે સર્વ સામા પક્ષના હક્ક ઉપર હુમલો કરવાના દોષિત બને છે. અમુક કામને પાપ કહેવું કે નહિ એ જાણવા માટે "હું જે વર્તણુક બીજા તરફ ચલાવું છું તેવીજ વર્તણુક બીજો માણુસ મારા તરફ ચલાવે તો મને કેમ થાય?" આ સવાલ બસ છે. અને એ સવાલ ઉપલી દરેક બીનામાં મુકી જોવાથી માલુમ પડશે કે, એ દરેક તરેહની વર્તણુક સામાના હક્ક ડુબાવી તેને દુ:ખી કરે છે અને એટલા માટે એ સર્વ પણ જૂદી જૂદી તરેહની હિંસાઓજ છે.

કોઈ મનુષ્યની ગુપ્ત વાત જાહેર કરવી, નિંદા કરવી અગર ખોટું આળ ચઢાવવું તેમાં પણ તેના હક્ક ડૂબાવવાનો ગુન્હો સમાયલો છે. માણસ પોતાની મહત્તા વધારવા માટે તથા બીજાની મહત્તા ઘટાડવા માટે એવા રસ્તા શોધે છે. એથી સામો માણસ બે આબરૂ બને છે, વખતે ધંધો રોજગાર ખોઈ બેસે છે, વખતે આપઘાત પણ કરે છે. આવા પ્રપંચીને શાસ્ત્રોમાં મહા ઘોર કુકર્મ કરનાર કહ્યા છે. તેઓ તે કુકર્મના પરિણામે મરીને ગર્ભમાં આડા આવે છે અને છેદાય ભેદાય છે.

*
* *

રત્નમાલામાં કહ્યું છે કેઃ—

**मम्मंनउल्लविज्जइ,कस्सविआलंनदिज्जइकयाबि**
**काविनउक्कोसिज्जइ, सज्जण मग्गो इमो दुग्गो**

" ક્યારે પણ મર્મ વચન બોલવું નહિ, કોઇના ઉપર આળ ચઢાવવું નહિ, કોઇના ઉપર આક્રોશ કરવો નહિ: એવો કઠીન માર્ગ સજ્જનોનો છે."



## દિવસ ૭ મો.

---

### વિશ્વાસઘાતી અને કૃતઘ્ની થશો નહિ.

---

**मेरुनगस्य न भारा न भारा सप्तसागराः ।**
**कृतघ्नस्य महाभारा महाभारा विश्वासघातकाः॥**

"મેરૂ પર્વતનો ભાર નથી, તેમજ સાત સાગરનો પણ ભાર લાગતો નથી; (પૃથ્વિને) માત્ર કૃતઘ્ન અને વિશ્વાસઘાતી મનુષ્યોનોજ મહાભાર છે."




શ્વાસઘાતી મહા પાપી" એ તો આપણી ઘરગતુ કહાણી થઈ પડી છે; તથાપિ એ મહાપાતિક પણ ઘરગતુજ થઈ પડેલું જોવામાં આવે છે. માણસ હમેશ પોતાના આત્માને એટલુંજ પૂછતો હોય, કે, " આવી વર્તણુકથી તને

દુઃખ થાય કે કેમ?" તો તે **બીજા** તરફ એવી વર્તણુક ચલાવે નહિ.

આપણાપર વિશ્વાસ રાખીને કોઇ માણસ આપણુને કહે કે, 'મારૂં આટલું કામ તમે કરજો.' પછી તે માણસ વિશ્વાસને લીધે આપણા ઉપર ચોકી રાખતો નથી. છતાં જો આપણે તેને ઠગીએ તો તે કેવો મોટો અન્યાય કહેવાય? અને પોતે વિશ્વાસથી ઠગાયો એમ જાણવામાં આવતાં તેના આત્માને કેટલો કલેષ થાય? વિશ્વાસઘાતી માણસ **સજ્જનોનો દ્રોહ** કરે છે; કારણ કે એવા વિશ્વાસઘાતી જનોથી ઠગાયલા નરો સજ્જનોનો પણ વિશ્વાસ કરતાં અચકાય છે, અને વિશ્વાસ વગર તો કાંઇ પણ બનવું મુશ્કેલ છે, માટે પોતે તેમજ સામો પક્ષ બન્નેને ઘણું ખમવું પડે છે. આનું કારણભૂત તો પેલા વિશ્વાસઘાતી નરોજ છે. આ જોતાં શાસ્ત્રકારોના શબ્દો તદ્દન સાચાજ જણાય છે કે, પૃથ્વિને જેટલો બોજો સાત સાગર અને મેરૂ પર્વતનો નથી તેટલો વિશ્વાસઘાતી નરોનો છે.

શ્રાવકો કપાળમાં મોટો કેસરનો ચાંલ્લો કરી દુકાને બેસે છે, વૈષ્ણવો અને શિવમાર્ગીઓ વિગેરે મોટાં તીલક લગાવી બેસે છે, પણ ગ્રાહક આવીને કહેશે કે, 'ભાઇ ! આ ધોતીજોડાનું વ્યાજબી મૂલ્ય શું ?'—ત્યારે તે રૂપિયે આનો ચડાવીને નહિ પણ દોઢો બમણો ભાવ બતાવે છે. પેલો કહે છે કે—"એક વાત કરજો. તમારા વિશ્વાસે આવ્યો છું. તમે અમારા સ્નેહીછો માટે તમારી દુકાને આવ્યો છું." ત્યારે પેલો વેપારી ધર્મના સમ ખાતો ખાતો (ધિક્કાર હો એવી ધર્મની પુંછડીઓને !)—સ્નેહીના સમ ખાતો ખાતો દોઢા દામ પડાવે છે, સારો માલ બતાવી હલકો આપે છે અને તોલ કે ભરતરમાં પણ દગો કરે છે. અને પછી સાંજ પડે છે ત્યારે દેરે, અપાસરે કે મઠ મંદીરે દોડી જઇ ધર્મી બની જાય છે. શું આ ધર્મનાં લક્ષણ ? વિશ્વાસઘાતી લોકો ધર્મને લાયકજ નથી. વ્યવહારીક ધર્મ નથી પળાતો તેઓ આત્મિક ધર્મના અધિકારી કેવી રીતે બની શકે ?

તમારી પાસે કોઈ વિધવા, બાળક કે અન્યજન પોતાની દોલત અગર કાંઇ ચીજ સાચવવા મુકે અગર વ્યાજે મુકે તેને તમે બથાવી પડો અને સામા માણસને કકળાવો તે પણ મોટો વિશ્વાસઘાત છે. તમારો શેઠ કે માલીક જે તમને પૈસા આપી કામ સોંપતો હોય તેને સંતોષકારક કામ ન કરો અને પછી કહો કે: "હું શું કરૂં ? એ કામજ એવું છે કે મારાથી નજ બને. મેં મહેનતમાં કાંઇ કસુર રાખી નહોતી." એ પણ વિશ્વાસઘાત છે.

આજના ઉપદેશમાં વિશ્વાસઘાત અને કૃતઘ્નતા એ બે વિષય મેં હાથ ધર્યા છે. કૃતઘ્નતાનો દોષ કરનારા વિશ્વાસઘાતનો દોષ કરનારં કરતાં કદાચ ઓછી સંખ્યામાં હશે ખરા, પણ તે દોષ કાંઈ તે-નાથી ઓછો ભયંકર નથી. કોઈ મનુષ્ય અગર મનુષ્ય સિવાયનું બીજું પ્રાણી આપણી કાંઇ પણ સેવા બજાવે તેના બદલામાં તેની જેટલી સેવા બજા-વીએ તેટલી થોડી છે. અને એવી રીતે ઉપકારના

બદલામાં ઉપકાર કરવો તેમાં કાંઈ વિશેષપણું નથી. સત્પુરૂષો તો તેમનું બુરૂં કરનારનું પણ રૂડું કરવા તત્પર હોય છે. પણ જેઓ ઉપકાર કરનારનો પણ અપકાર અગર દ્રોહ કરે છે તેમને શું વિશેષણ લગાડવું તે વિદ્વાનો પણ શોધી શક્યા નથી. હું તો તેમને માટે એટલુંજ કહીશ કે, તેઓ માણસ નહિ પણ માણુસ રૂપે સેતાન છે.

જે માબાપે* દરેક સંકટો સહન કરીને પુત્ર-

---

* પુત્રો માબાપનો અવિનય કરે તેમાં કેટલેક દરજ્જે માબાપનોજ દોષ છે. એક તો માબાપોને તેમનાં માબાપો તરફ ગેરવર્તણુક ચલાવતાં જોવાથી પુત્રો તેવું શીખે છે; અગર પુત્રોને વાજબી તેમજ ગેરવાજબી દરેક બાબતમાં ખીજવવાની અને એ રીતે તેમનું સ્વતંત્રપણું તદ્દન છીનવી લેવાની મૂર્ખ કોશીશ કરવાથી, તેઓ જ્યારે જુવાનીમાં આવે છે ત્યારે પોતાની સ્વતંત્રતાનો અમર્યાદ ઉપયોગ કરવા તૈયાર થાય છે અને માબાપો તરફ ગેરવર્તણુક ચલાવે છે; તેમજ વળી પુત્રોને તેમની શિશુવયથીજ 'આજનાં છોકરાં માબાપની સેવા લાકડીથી કરવાના!' વિગેરે શબ્દોથી

પુત્રીને ઉછેર્યાં, જે ગુરૂએ અત્યંત મહેનત લઇશિષ્ય-શિષ્યાને વિદ્વાન-સુનીતિવાન બનાવ્યાં, જે જ્ઞાતિએ તેની અંદરના મનુષ્યોનાં સ્ત્રી-પુત્રાદિને સામાજિક સગવડોથી સુખી કર્યાં, જે રાજાએ પોતાની પ્રજાના ધન-માલ-કુટુંબનું દુશ્મનોથી રક્ષણ કર્યું; તે મા-બાપ, તે ગુરૂ, તે જ્ઞાતિ અને તે રાજાનું અહિત ઇચ્છનાર કે અહિત કરનાર પાપીપ્રાણી આ પૃથ્વિને ખરેખર સપ્તસાગર કરતાં પણ વધારે બોજારૂપ છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથીજ.

અભિમાનમાં તણાઇ જઇને કેટલાક નીચ લોકો નાતજાતમાં તડ પડાવે છે, કલેશ ઉત્પન્ન કરે છે અને કલેશને પાણી પાય છે, તે પણ ખરેખર જ્ઞાતિના દ્રોહીજ છે. આ તડનાં પરિણામમાં મનુષ્યોની નીતિ ભ્રષ્ટ થાય છે, સંપ તુટી જવાથી આ-

---

અઘટિત ટકોર મારવાની આદતને લીધે એ નિષેધ તે આદેશનું રૂપ પકડે છે અને સ્વાભાવિક રીતેજ છોકરાં અવિનય શીખે છે.

બાદી નાશ પામે છે, ધર્મનો લોપ થાય છે અને વ્યવહાર ભ્રષ્ટ થાય છે. આ બધાનો દોષ પેલા નીચ સ્વાર્થી જનના ઉપર છે, કે જે સ્વાર્થના સ્વપ્નમાં મશગુલ થઇને પરનું અને તે સાથે અણજાણતાં પોતાનું પણ મહા અહિત કરે છે. સજ્જનો હરકોઇ યુક્તિથી તડને એકત્ર કરે છે અને સંપમાં વૃદ્ધિ કરવા ખાતર પોતે હરકોઇ નુકશાન સહન કરે છે. દરેક પ્રજામાં જૂદી જૂદી નાતો કે વર્ગ જોવામાં આવે છે તે બધા માત્ર પોતપોતાની અંદર સંપ વધારી પોતાનું રક્ષણ કરવા અને બીજી નાતો કે વર્ગને પોતાનો દાખલો બેસાડી સારા કામની ઉશ્કેરણી કરવા તથા બને તો તેમાં તેમને મદદ કરવા માટેજ છે,—એક વર્ગમાં પણ અનેક તડ પાડી એજ ઝાડનો વિનાશ એજ ઝાડની ડાળીથી કરવા માટે નાતો અને વર્ગ સ્થપાયલા નથી.

કૃતઘ્નતાનો એક બીજો હૃદયભેદક દાખલો હું તમને આપીશ. ઇતિહાસમાં નોંધાયલા ગયા છપ્પ-

નીઆ દુકાળ વખતે તમે જોયું હશે, કે ઘણા લોકોએ પોતાનાં ઢોર વેચી માર્યાં અગર પાંજરાપોળમાં મુકયાં હતાં. જ્યાં સુધી એ ઢોર તેમને દુધ કે સ્વારી કે ખેડ આપતા ત્યાં સુધી તો તેમણે ખોરાક આપ્યો. પણ જ્યારે તેઓ ખોરાકની તંગીને લીધે તેમ ન કરી શકયા અગર તેમનો ખપ ન રહ્યો અગર તેમનું પુરૂં કરવામાં માલીકને ઘણું ખર્ચ થવા લાગ્યું, ત્યારે તે બીચારાને જ્યાં ત્યાં વેચી માર્યા અગર પાંજરાપોળમાં મુકી દીધાં! આ કેવી નીચ કૃતઘ્નતા! કેટલી નિંદ્ય સ્વાર્થપરાયણતા! અરે સ્વાર્થી મનુષ્યો! કહો કે તમારી વૃદ્ધાવસ્થામાં તમને તમારા પુત્રો સતાવે અગર ઝુંપડામાં નાખી મુકી બૂમો પાડવા દે, તો પરમકૃપાળુની કૃપા માગવાનો તમને શો હક્ક છે?

***

**कुटसाक्षीसुहृत्द्रोही कृतघ्नोदीर्घरोषण ।**
**चत्वारःकर्मचंडाला पंचमो जातिसंभवः ॥**

ખોટી સાક્ષી પુરનાર, મિત્ર જન ઉપર દ્રોહ કરનાર, કરેલા ગુણનો ઓળવનાર ( કૃતઘ્ની ) અને ઘણો કાળ રોષ રાખનાર: એ ચારે **કર્મચાંડાલ*** કહેવાય છે. અને પાંચમો તો ચાંડાલ જાતિમાં ઉત્પન્ન થવાથી **જાતિ ચાંડાલ** છે."



---

* ક્રોધ રૂપી ચંડાળની રસીલી અને અતિ ઉપદેશી વાર્તા માટે વાંચો "**સદુપદેશમાળા**" ભા. ૧ લો તેમાં સત્ય, શિયળ, સંપ, સત્સંગ આદિ. ૧૨ નીતિના વિષયો ઉપર જૂદી જૂદી ૧૨ રસીલી અને અતિ ઉપદેશી વાર્તાઓ છે, કે જે અવશ્ય વાંચવા જેવી છે. કિંમત ૦—૮—૦ મળવાનું ઠેકાણું—"જૈન હિતેચ્છુ ઑફિસ"—સારંગપુર; **અમદાવાદ.**

# दिवस ८ मो.



## ખોરાકનીબાબતમાં બેદરકાર બનશો નહિ.

"આહાર તેવો ઓડકાર"—ઘરગતુ કહેવત.






ઇઓ અને બ્હેનો ! આજે હું તમારી શરીરસંપત્તિના રક્ષણુની કેટલીક વાત કરીશ. તે બાબતમાં બોલતાં ખોરાક, પાણી, મળમૂત્ર, ઘરની વ્યવસ્થા વિગેરે વિષયો ઉપર પૃથક્ પૃથક્ વિવેચન કરવું જોઇએ. પ્રથમ તો ચાલો આપણે ખોરાકનીજ વાત કરીએ.

જે મુખ્ય ચીજને સર્વ શાસ્ત્રકારો તથા ડાક્ટરો

અને તત્વજ્ઞાનીઓ ખોરાક તરીકે વાપરવા મના કરે છે, તે ચીજ અર્થાત્ માંસખોરાક સંબંધી તો મેં તમને પુષ્કળ કહ્યું છે. પરંતુ તે સિવાય બીજી પણ કેટલીક ચીજો છે, કે જેનો ખોરાક તરીકે ઉપયોગ શાસ્ત્રકારો અને શાણા પુરૂષોએ નિષેધ્યો છે.

એવી ચીજોમાં પહેલે નંબરે દારૂ છે. દારૂ એ બુદ્ધિવંતને મૂર્ખ, બળવાનને બળહીન અને ધર્મિષ્ટને પાપિષ્ઠ બનાવી દે છે. દારૂથી મહારાજાઓએ રાજ્ય ખોયાં છે; દારૂના જુસ્સામાં સેંકડો લડાઇઓ અને સંખ્યાબંધ ખૂન થયાં છે. શરીરને શિથિલ બનાવનર એ શત્રુ મગજને અને ન્યાયબુદ્ધિને ભ્રષ્ટ કરી દે છે. મદિરાના શોખિનોમાં વ્યભિચાર તો પહેલા નંબરનો દોસ્ત બને છે. મદિરાપાન માટે માંસ ભક્ષણની માફક સર્વ ધર્મમાં નિષેધ છે તે ઉપરથી તથા મદિરાની ખાસ આદતવાળા યુરોપિયન લોકોએજ દારૂનિષેધક મંડળીઓ સ્થાપીને ઠેરઠેર ઉપદેશ કરવા માંડયો છે: તે ઉપરથી હરકોઈ માણસ વિચાર કરી

શકશે કે, એ ખરેખર નુકશાનકારકજ પદાર્થ હોવો જોઇએ. છતાં દીલગીરીની વાત છે કે, મુસલ્લમાંન, પારસી અને ખ્રિસ્તિ ભાઇઓ સાથે--એ કુટેવ ઊંચ વર્ણના હિંદુઓ પણ દેખાદેખીથી શીખવા લાગ્યા છે. જુવાન મિત્ર ! જો તું દારૂના પ્યાલાની દોસ્તીમાં મઝા માનતો હોય તો જાણજે કે, તમારા એની મિત્રતામાં **વિનાશ** નામનો ત્રીજો મિત્ર જલદીજ આવી મળશે. અને " અયે કમનશીબ બંધુ ! એ ચળકતા પ્રવાહીના દરેક પરમાણુમાં અસંખ્ય શત્રુઓ તને ફોસલાવીને તારા શરીરમાં પ્રવેશ કરવા માટેજ સંતાઈ રહેલા છે—એટલાજ માટે કે જેથી તેઓ તારામાં પડયાં પડયાં નિરાંતે પોતાનો ભક્ષ કર્યા કરે."

**मद्ये मांसे मधुनि च नवनीते बहिःकृते ॥**
**उत्पद्यंते विलीयंते सुसूक्ष्म जंतुराशय: ॥**

" મદિરા, માંસ, મધ તથા ( છાસમાંથી બહાર કાઢેલા ) માખણમાં જીણા જંતુઓનો સમુહ ઉત્પન્ન થાય છે ને નાશ પામે છે " •

મધમાં મધમાંખે મુકેલાં અસંખ્ય ઇંડાંનો, મધનાં ભક્ષણથી નાશ થાય છે, એટલુંજ નહિ પણ સેંકડો માખીઓએ ઘણી મહેનતે એકઠો કરેલો તેમનો ખોરાક બથાવી પડવાથી માણસ મોટી ચોરીનો દોષ વહોરે છે.

વળી ખોરાક તરીકે કેટલીક તરકારી શાણા પુરૂષોએ વર્જવા જેવી છે. ડુંગળી, ગાંજર આદિ કંદમૂળ અને રિંગણાં વિગેરેમાં પણ સંખ્યાબંધ બારીક જીવોનો સંહાર થાય છે અને એ તુચ્છાહારથી બુદ્ધિ પણ તુચ્છ થાય છે; એટલા માટે ઐતિહાસ પુરાણમાં કહ્યું છે કેઃ—

**यस्तुवृंताक कालिंग मूलकानां च भक्षकः ।**
**अंतकाले स मूढात्मा न स्मरिष्यांति माम् प्रिये॥**

" જે વેંગણ, કાલિંગડા, મૂળા વિગેરે ખાય છે તેઓ મૂઢાત્મા બની અંતકાળે મને ( અર્થાત્ પ્રભુને ) સંભારી શકશે નહિ ( અર્થાત્ તેનું ચિત્ત બીજી વસ્તુમાં રહી તે અધોગતિ પામશે. )

પડસુંદી અને ઘણા દિવસના રાખી મૂકેલા લોટમાં ઘણા જંતુઓ ઉત્પન્ન થાય છે. તેમાં ખાંડ નાખવાથી એ જીવો ઉભરાઇ આવી દૃષ્ટિએ પણ પડે છે. તેમજ બોળ અથાણામાં પણ અસંખ્ય સૂક્ષ્મ જીવોની ઉત્પત્તિ અને વિનાશ થયાં કરે છે. માટે તે અભક્ષ્ય છે. આટો તાજો વાપરવાથી શરીરને ઉલટો વધારે પૌષ્ટિક છે, અને જીવોની હિંસા બચે છે. તેમજ અથાણાં પણ બીજાં ઘણી જાતનાં અને સ્વાદિષ્ટ બને છે તો આવાં પાપમય અથાણાં વગર શું પડી રહે છે ?

ઘણાક લોકો કે જેઓ માંસાહારને ધિક્કારે છે તેઓ ' કૉડલીવર ઑઇલ ' અને બીજી પ્રાણી શરીરમાંથી બનતી પૌષ્ટિક દવાઓ તો ખુશીથી ખાય છે. કદાચ તેમાંનો મોટો ભાગ આ વાતથી અજાણ હશે કે, કૉડ નામની માછલીનું તેલ એજ કૉડલીવર ઑઇલ છે, તેમજ પૌષ્ટિક તરીકે અપાતી બીજી કેટલીક દવાઓ ઈંડાંમાંથી અને બીજા પ્રાણીજ

પદાર્થોમાંથી બનાવેલી હોય છે. માટે તેવી દવાઓ કદી નજ વાપરવી. તાકાદ આપવા માટે વનસ્પતિની ઉત્તમ દવાઓ ઘણીએ છે. ધન્ય છે તે જર્મન ડૉકટર શ્યુસ્લરને, કે જેણે સર્વ પ્રકારના રોગોનું મૂળ કારણ શોધી કાઢીને નવીન ઈલાજ તરીકે ૧૨ પ્રકારના ક્ષારનું શોધન કર્યું છે, કે જેમાં હિંસા કરવી પડતી નથી, દવા ઘણાજ નાના પ્રમાણમાં લેવાની હોય છે, તેનાથી મોં કડવું થતું નથી અને દરદ તાકીદે મટે છે; તથા જે જે સત્વોની તંગીને લીધે શરીર ક્ષીણ પડતું જાય છે તે સત્વો પૂરાં પાડીને ક્ષીણતા અટકાવી શરીરને વિકાસ પામવા સગવડ કરી આપે છે. આ શોધને ' Bio-chemistry ' અગર ' જીવન–રસાયણ વિદ્યા ' કહે છે. દરેક માણસે તે વિદ્યાનાં સરળ સિદ્ધાંતો શીખીને પોતેજ પોતાનો વૈદ્ય બની દરદ અને દોષથી દૂર રહેવા કોશીશ કરવી જોઇએ.

કયા પદાર્થો અભક્ષ્ય છે તે કહ્યા પછી હવે હું

તમને કયો સમય આહાર માટે વર્જવા યોગ્ય છે તે જણાવીશ. કેટલાક એમ માને છે કે, માત્ર આવ-કોજ રાત્રે ખાવાનું પસંદ કરતા નથી; પરંતુ બ્રાહ્મણોના પદ્મ પુરાણમાં પણ કહ્યું છે કેઃ—

**अस्तं गते दीनानाथे, आपो रूधिर मुच्यते ।**
**अन्नं मांस समं प्रोक्तं मार्कंडेन महर्षिणा ॥**

" **માર્કંડ** નામના મહા ઋષિએ કહ્યું છે કે, સૂર્ય અસ્ત થયા પછી પાણી તે લોહી સમાન અને અન્ન તે માંસ સમાન છે." તેમજ ઇંગ્લાંડમાં **નૉર્મન** રાજાઓના વખતમાં એટલે ઈ. સ. ના ૧૧ મા સૈકામાં સંધ્યા સમય પહેલાં વાળુ કરવાનો રીવાજ હતો. તે વખતની એક કહેવત રૂપ થઈ પડેલી કડીનો એવો અર્થ થાય છે કેઃ—

" પાંચ વાગ્યે ઉઠવું અને નવ વાગ્યે જમવું,
" પાંચ વાગ્યે વાળુ અને નવ વાગ્યે સૂવું—
" એથી નેવ ને નવ વરસ જીવાય છે."

પરંતુ હું તમને માત્ર આ પુરૂષોના વચનો ઉ-પર અંધશ્રદ્ધા રાખવા ભલામણ કરતો નથી. ધર્મ અગર વ્યવહારના સિદ્ધાંતો અમુક શાણા કારણો-થીજ બંધાયા હોય છે. અને રાત્રિ ભોજનની બાબતમાં પણ તેમજ છે.

વૈદ્યક વિષય ઉપર પ્રમાણભૂત તરીકે મનાતા આયુર્વેદમાં તેનું કારણ એવું આપ્યું છે કેઃ—

**हृन्नाभिपद्मसंकोच श्चंडरो चिरपायतः ।**
**अतो नक्तं न भोक्तव्यम् सूक्ष्म जीवादनादपि ॥**

આ શરીરમાં હૃદયપદ્મ અને નાભીપદ્મ એમ બે પદ્મ છે તે સૂર્યાસ્ત થવા સાથે સંકોચાઈ જાય છે; ત્યાર પછી ખાવાથી શરીરમાં વ્યાધિ થાય છે અને સૂક્ષ્મ જીવોનો સંહાર થાય છે.

વળી રાત્રિમાં જે રંગનો આહાર લેવામાં આવે છે તે રંગના તમસ્કાય જીવ તે આહારમાં ઉત્પન્ન થાય છે; તેનો હોજરીમાં પ્રવેશ થવાથી એ જીવોની

હિંસા થવા ઉપરાંત આપણી તબીઅતને પણ નુકશાન થાય છે.

ડૉકટર હૅાલ, ઍમ. ડી. નામનો પ્રખ્યાત અમેરિકન તબીબ પોતાના દરદીઓને દવી સાથે રાત્રિભોજનત્યાગનું અનુપાન આપતો.

કેટલીક વાર નાશજનક પરિણામ પણ રાત્રિ ભોજનમાંથી થતાં જોવામાં આવે છે. ધોલેરા બંદરમાં થોડા વખતની વાત ઉપર એક શેઠના મુનીમે રાત્રિના વખતે ચા તૈયાર કરી અને તેજ ગામના બે વિશા શ્રીમાળી વણિક મિત્રોને પોતાની સાથે તે પીવા આગ્રહ કર્યો. તેમાંનો એક રાત્રિ ભોજન નહિ કરતો હતો તેણે તે પીધી નહિ અને બીજાએ પીધી. ઘરધણી તેમજ તે બીજા મિત્રે ૦॥ કલાકમાં વમન કર્યું અને ૧॥ કલાકમાં પ્રાણ તજ્યા. સવારમાં સરકારી અમલદારો આવ્યા અને તપાસ કીધી તો માલુમ પડયું કે, ચાની અંદર ગરોળી પડી હતી. બચી ગયેલો વણિક અદ્યાપિ હયાત છે.

**मेधां पिपीलिका हन्ति यूका कुर्याज्जलोदरं।**
**कुरुते मक्षिका वांति कुष्ट रोगं च कोलिकः॥**
**कंटको दारुखंडं च वितनोति गलव्यथाम्।**
**व्यंजनांतर्निपतितं तालु विध्यति वृश्चिकः॥**

" રાત્રિભોજનમાં કીડી આવે તો બુદ્ધિનો નાશ કરે છે, જુ જલોદર કરે છે, માંખી ઉલટી કરે છે, કોલિક કોડરોગ કરે છે, શાકમાં કાંટો કે લાકડાનો કટકો આવે તો ગળામાં વ્યાધિ કરે છે અને વિંછી આવે તો તાળવાને વિંધી નાખે છે. "

પુરાણમાં નર્કગતિનાં ૪ દ્વાર બતાવ્યાં છેઃ-(૧) રાત્રિભોજન (૨) પરસ્ત્રીગમન (૩) માંસાહાર (૪) અનંતકાય અર્થાત્ કંદમૂળાદિનો આહાર; એમાં **તત્વ** સમજવાની જરૂર છે. રાત્રિભોજનને માત્ર જીવોની હિંસા થવાના કારણથીજ નર્કદ્વાર ઠરાવ્યું છે એમ નહિ, પણ એક બીજી **બારીક વાત વિચારવા જેવી છે.** આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચાર સંજ્ઞા સર્વ પ્રાણીઓની માફક મનુષ્યમાં

પણ છે. મનુષ્ય સિવાયના પ્રાણીઓ એ ચારમાંજ પોતાના જીવતરનું સાફલ્ય માને છે અને તે ચાર પાછળજ પોતાની સર્વ શક્તિ અને સર્વ વખતનો ભોગ આપે છે. આપણે માણસો એમનાથી બુદ્ધિ વધારે પામ્યા છીએ તો એ **બુદ્ધિના** ઉપયોગથી **એ ચારેને નિયમમાં લાવતાં** શિખવાનું આપણું કર્તવ્ય હોવું જોઇએ; એ, દરેક માણસ સમજી શકે અને કબુલ રાખે એવી સત્ય વાત છે. સવારમાં ઉઠયા ત્યારથી ઉંઘીએ ત્યાં સુધી ખાવા-પીવા તરફજ આપણી વૃત્તિઓને દોડવા દઇએ તો પછી ચિત્તની એકાગ્રતા કેવી રીતે રહી શકે? ખાવાની લોલુપતા ધર્મ-અર્થ-કામ અને મોક્ષ સાધવામાં વિઘ્નરૂપ થઈ પડે છે. પરંતુ એ ઘડી દિવસ છતાં સર્વ પ્રકારનો આહાર તજવાના **નિયમથી આત્મનિગ્રહ શક્તિ** આવતી જાય છે, અને જગતના અસંખ્ય નિરપરાધી પ્રાણીઓને અભયદાન મળવાથી વળી મહત્ પુણ્ય ઉપાર્જન થાય છે. તેમજ રાત્રિભોજન

ત્યાગનો અભ્યાસ ધીમે ધીમે વધારવાથી બીડી, સોપારી, હુક્કો આદિ વ્યસન કેટલેક કાળે છૂટી જાયછે.

કયો ખોરાક ન ખાવો અને ક્યારે ન ખાવું એ બે વિષે બોલ્યા પછી હવે હું ખોરાક સંબંધી પરચુરણ છુટક છુટક સૂચનાઓ કરીશ.

તપાસ્યા વગર કાંઇપણ ચીજ રાંધવી કે ખાવી નહિ; એમાં પરજીવની દયા કરતાં સ્વશરીરના રક્ષણનો હેતુ પ્રધાન છે.

સડેલું ધાન તડકે નાખવું નહિ, પણ તેને યુક્તિપૂર્વક અને યત્નાપૂર્વક સાફ થાય તેમ હોય તો સાફ કરીને જીવોને જીવાતખાને નાખવા; અગર મૂળથીજ કાળજી રાખી હોય તો એમ પણ કડાકુટ કરવાની જરૂર ન રહે. સડો વધારે જણાય તો બધું ધાન જીવાતખાને નાખવું અને બીલકુલ લોભ નહિજ કરવો.

રાંધવાનાં સાહિત્યો જેવાં કે ઠીકરા અને ધાતુ વિગેરેનાં વાસણો, બળતણ, ચુલા વિગેરે એક પુંજણી અગર બીજી કોઇ સુંવાળી ચીજથી લુછીને

સાફ કરીનેજ વાપરવાનો રીવાજ રાખવો. એથી જીવદયા ઉપરાંત સ્વરક્ષણ થાય છે. ચા'દાનીના નાળચામાં ગરોળી ભરાઇ રહેવાથી તેમાં વગર જોયે કરેલી ચા પીનારના પ્રાણ ગયાંના દાંખલા ઘણા સાંભળવામાં આવ્યા છે. ઘંટીના ગાળામાં ઉંદરનાં બચ્ચાં સાપ, પરડોતરાં વિગેરે ઘણીવાર બેદરકાર દળનારીની મૂર્ખામીથી દળાઇ જાય છે અને આટો ઝેર થાયછે. બળતણને હમેશ (અને ખાસ હરીને ચોમાસામાં) ભાગી, કાળજીથી તપાસીને, ખંચેરીને પછીજ વાપરવું. પુંજો વાળવાની સાવરણી સુંવાળી ચીજની અને હમેશ સૂકી (ભિંજાયલી નહિ) વાપરવી; કારણ કે મુંઠી, ભીની અને ખજુરી આદિની બનાવેલી સાવરણી જમીનપરના જીવો માટે તરવારનું કામ કરે છે. *

---

* કેટલાક દયાળુ લોકો શણની પુંજણીઓ (સાવરણી), ચાળણીઓ, છાણાં વિગેરે ભાગીને ચાળી કાઢવા માટે વાંસના ચાંગણા વિગેરેની લ્હાણી કરે છે, કે જેથી લોકો તેના ઉપયોગ વડે પ્રાણીરક્ષણ કરે.

ઘરના ખુણાખાચરામાંથી દરરોજ સંભાળપૂર્વક પુંજો કઢાતો હોય તો ખાતી વખત ભાણામાં ધૂળ અને જંતુઓ આવી પડે નહિં. વળી કરોળીઆ મચ્છર, માંકડ આદિં જંતુઓની ઉત્પત્તિ ન થાય; અને જો તેમનો ઉપદ્રવજ ન થાય તો પછી તેમની ઘાત કરવાનો દોષ ક્યાંથીજ લાગે ?

પાણીઆરૂં અને રસોડાની જગાએ કપડાના ઉલેચ અને બની શકે તેણે લાકડાની સીલીંગ જડાવવી જોઇએ, કે જેથી ખાણામાં ધૂળ-બાવા-જંતુ આદિ ઉડીને પડે નહિ.

રાંધેલું ધાન અને પ્રવાહી તથા ચીકણા પદાર્થો કદી પણ ખુલ્લાં મુકવાં નહિ. કારણ કે તેમાં માંખી, ફુદાં, પતંગીઆં, કીડી, મંકોડા, વિગેરે અને કોઈ વખતે ગરોળી, ઉંદર આદિ પડી જીવહિંસા થવા ઉપરાંત ખાનારને પણ નુકશાન વેઠવું પડે છે.

શાકભાજી ખાનારે સસ્તું શોધવા જતાં સડેલું શાક ન લેવાય એવી કાળજી રાખવી જોઇએ.

---

## दिवस ९ मो.



## પાણીની બાબતમાં બેદરકાર બનશો નહિ.



“ કરકસર અને ઉડાઉપણું એ બે તદ્દન જૂદી વાર્તા છે ”..................—એક મુની.





કાલે તમને આહાર સંબંધી કેટલીક સૂચનાઓ કરી ગયો હતો આજે જળ સંબંધી કેટલીક કીમતી સૂચનાઓ કરીશ.

અન્ન અને જળ એ બે મનુષ્ય શરીરના મોટા ટેકા છે. એટલે કે આપણું જીવનજ એ છે, એમ

કહીએ તો પણ ચાલે; છતાં એ બન્નેની બાબતમાં ઘણા લોકો બેદરકારી બતાવતા જોવામાં આવે છે. જેમ દિવસમાં એ વખત માફકસરનો અને સાદો વનસ્પત્યાહાર લેવો તે તંદુરસ્તી આપનાર છે તેમજ દારૂ—ચા-કાફી વિગેરે પ્રવાહીઓ તજીને માત્ર શુદ્ધ જળ તરસ લાગે તેટલીવાર પીવું એ પણ તંદુરસ્તી આપનાર છે. જળ અને દુધ સિવાય બીજાં સર્વે પીણાં ( પાન ) ઓછા અથવા વત્તા પ્રમાણમાં નુકશાનકારક છે. દુધ ગમે તેટલો પૌષ્ટિક પદાર્થ છતાં તે કાંઈ પાણીની ગરજ સારી શકે નહિ.

પાણીની બાબતમાં પ્રથમ જે નિયમ સાચવવાનો છે તે એ છે કે, તેને બરાબર ગળીને પીવું અને હમેશ ઢાંકયું રાખવું. "**जले विष्णु, स्थले विष्णु**" વિગેરે વિગેરે શ્લોકોનો હેતુ એટલોજ છે કે જલ, સ્થલ આદિમાં વિષ્ણુ અર્થાત્ જીવ રહેલો છે. માટે તેમનો દુરૂપયોગ ન કરવો. જળનો દુરૂપયોગ બે રીતે કરવામાં આવે છે : એક તો તેને ગળ્યા

સિવાય વાપરવાથી અને બીજું જોઇએ તે કરતાં વધારે ઉપયોગ કરવાથી.

પાણી ગળવા સંબંધી વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે:-

**संवच्छरेण यत्पापं कुरुते मच्छबंधकः ।**
**एकान्हेन तदाप्नोति अपूतं जलसंग्रहः ॥**

"મચ્છીમાર બાર માસ સુધી જેટલું પાપ કરે તેટલું પાપ એક દિવસ અણગળ જળ વાપરનારને થાયછે." એમ કહેવામાં હેતુ શોછે તે તપાસવો જોઇએ.

હાલના શોધકોએ સૂક્ષ્મદર્શકયંત્રની સહાયથી પાણીના એક બિંદુમાં અસંખ્ય પોરાઓ જોયા છે. અને તે કારણથી જૈનશાસ્ત્રો તેમજ વેદના ઉપદેશમાં પાણીને ગળવાનું તથા તેના ઉપયોગમાં કરકસર કરવાનું કહેલું છે. અત્રે સમજાવવું જોઇએ કે, કરકસર અને ઉડાઉપણું એ બે તદ્દન જૂદી વાતો છે. કરકસર કરવામાં કોઈ તરેહની અગવડ ભોગવવાનો અર્થ સમાતો નથી. જ્યાં જ્યાં, જેટલું જેટલું

વાપરવું જરૂરનું હોય ત્યાંજ અને તેટલું જ વાપરવું એને કરકસર કહે છે. અને જરૂર નહિ એવે ઠેકાણે અને એટલા પ્રમાણમાં વાપરવું તેને ઉડાઉપણું કહે છે. આપણામાં ગંગાબાઈ અને આધારબાઈનીવાત સુપ્રસિદ્ધ છે. રાજાએ તેમના વચ્ચે પડેલા વાંધાનો ચુકાદો આપવા માટે બન્ને પાસે ગાર ખુંદાવીને દરેકને હાથપગ ધોવા લોટો ભરી જળ આપ્યું. આધારબાઇએ તે બધું જળ ઢોળવા છતાં હાથ પગ ગારથી ખરડાયલાજ રહ્યા અને તે, ગંગાબાઇએ પોતાને મળેલા પાણીમાંથી પોતાના હાથ પગ બરાબર સાફ કરી વધારેલા પાણીથી ધોવરાવ્યા ત્યારે જ સાફ થયા. એ ઉપરથી રાજાએ તેમનો ન્યાય આપ્યો હતો. મતલબ કે, પાણી જેવી બાબતમાં જેઓ ઉડાઉપણું બતાવે તેઓ ધન, વખત, શક્તિ વિગેરેના વ્યયની બાબતમાં પણ કરકસર કરી જાણે નહિ:

કેટલાક ભોળા માણસો પાણી વધારે ઢોળવાથી, વારંવાર ન્હાવાથી અને તીર્થસ્નાનથી પુણ્ય માને છે.

સ્વાર્થી ઉપદેશકો જેમાં તેમાં 'કલ્યાણ' બતાવી દેવા તૈયાર થાય છે; કારણ કે એ કલ્યાણના રસ્તામાં તેઓનો સ્વાર્થ પણ સારી રીતે સરે છે. પરંતુ ઉપદેશ સાંભળનારાઓ અંધશ્રદ્ધા ન રાખતાં હમેશ ન્યાયના ત્રાજવામાં દરેક બોધ તોળવાની ટેવ રાખતા હોય તો વિચાર થાય કે, ગંગામાંનાં માંછલાંનું તો અવસ્ય કલ્યાણ થવુંજ જોઇએ !

પુરાણમાં તિર્થાધિકારમાં કહ્યું છે કે—

" હજાર વાર માટી લઇને શરીરે ચોળીને સો-ઘડા પાણી લઈ શરીર ઉપર રેડે એવા સ્નાનતિર્થ સેંકડો વાર કરે તો પણ દુરાચારી આત્મા શુદ્ધ ન જ થાય " વળી—

**सत्यं शौचं तपः शौचं शौचमिंद्रियनिग्रहः।**
**सर्वभूतदयाशौचं जलशौचं तु पंचमम् ॥**

" સત્ય, તપ, ઇંદ્રિયનિગ્રહ, સર્વ જીવપર દયા એ ૪ પ્રકારના શૌચ વડે **આત્માની** શુદ્ધિ થાય છે.

પાંચમાં જળશૌચથી તો માત્ર દેહનીજ શુદ્ધિ થાયછે."

દાન-દક્ષિણા મેળવવાની લાલચથી કે પોતાની અને પોતે બનાવેલા દેવોની પ્રતિષ્ઠા વધારવાની ઈચ્છાથી જેઓ તમને સ્નાન-તીર્થમાં ' કલ્યાણ ' સમાયલું કહે તેમનો ઉપદેશ માનવા પહેલાં નીચેનો શ્રી કૃષ્ણે કહેલો શ્લોક યાદ કરજો:—

**आत्मानदी संयमतोयपूर्णा**
**सत्यावहा शील तटादयोर्मिः ।**
**तत्राभिषेकं कुरु पांडुपुत्र**
**न वारिणा शुध्यति चांतरात्मा ॥**

" **સંયમ** રૂપી પૂર્ણ જળે ભરેલી, **સત્ય**રૂપી પ્રવાહવાળી, **શિયળ**રૂપી કીનારાવાળી અને દયારૂપી મોજાંવાળી, એવી નદીને વિષે હે **પાંડુપુત્ર** ! તમે સ્નાન કરો કે જેથી તમારો અંતરાત્મા શુદ્ધ થાય ! "

હવે હું તમને શરીરશુદ્ધિ સંબંધી કેટલીક સૂચનાઓ કરીશ. ગલીચીથી હવા બગડે છે, તેથી તબીઅત બગડે છે, જીવોત્પત્તિ થાય છે તેથી જીવોની

હિંસાનો દોષ લાગે છે, વિગેરે ઘણાં નુકશાન ગલીચીમાં સમાયલાં છે. માટે શરીર, વસ્ત્રો, ઘર, રાચરચીલાં, આંગણું સર્વ સ્વચ્છ રાખવું. માથાની સાફસુફ નહિ રાખવાથી જૂ—લીખ પડે છે, તે પેટમાં જવાથી જળોદર થાય છે. શરીર તેમજ વસ્ત્ર મલીન હોય તો તેમાં પણ જૂ ઉત્પન્ન થાય છે; વળી બિછાનાં સ્વચ્છ નહિ રાખવાથી તેમાં માંકડ ઉત્પન્ન થાય છે. જે લોકો પોતાના એદીપણાથી માંકડની ઉત્પત્તિ કરીને પછી તેમને તડકે નાખે છે અગર માંકડ સહિત ખાટલા દરીઆમાં કે ગરમ પાણીમાં બોળે છે તે લોકો ખરેખર કુદરતનો મોટો અપરાધ કરે છે. એ જૂ-માંકડ પોતાનાજ શરીરપર—પોતાનાજ પરસેવાથી જન્મ પામે છે માટે મહાભારતમાં તેમનું "પુત્રવત્ રક્ષણ કરવા' કહ્યું છે, જેનો ભાવાર્થ માત્ર એટલોજ છે કે, તેને કોઈ રીતે મારવા નહિ પણ સહીસલામત સ્થળે સાવચેતીથી મુકી આવવા અને હવે પછી એવી સાફસુફ રાખવી કે જેથી તેમની ઉત્પત્તિજ થાય નહિ.

પાણી સંબંધી બોલતાં જરા વિષયાન્તર થઇ

ગયું તે માટે ક્ષમા ચાહી હવે હું પાણી ગળવા સંબંધી થોડુંક કહીશ."

પાણી ગળવાની વિધિના સંબંધમાં લિંગપુરાણમાં કહ્યું છે કે," ૩૦ આંગળ લાંબું અને ૨૦ આંગળ પહોળું, એવા વસ્ત્રને બેવડું કરી જળ ગળીને વાપરવું. અને તે વસ્ત્રમાં રહેલા જંતુઓને જળને વિષે નાખવા."

પાણી ગળવામાં પણ જીવદયા ઉપરાંત બીજો મોટો હેતુ રહેલો છે. તે એ છે કે, કેટલીક જગાનાં અળગણ પાણી પીવાથી વાળાનું દરદ થાય છે. જૈનોના સાધુઓ ઉકાળીને ઠારેલું પાણી વારંવાર ગાળીને પીએ છે તેથી તેમને વાળા, ફિડતા રોગ, અપચો આદિ થવાનો સંભવ ઘણોજ ઓછો રહે છે. કેટલાક અજ્ઞાન લોકો પાણી ગળે છે ખરા, પરંતુ સંખારો કુવા–તળાવમાં નાખી આવવાને બદલે તેનો નાશ કરે છે એ મોટી ભૂલ છે. પાણીના નળે પણ કપડું બાંધવું જોઇએ અને તે અવાર નવાર બદલવું જોઇએ.



## दिवस १० मो.

# અસ્વચ્છતાની સોબત કરશો નહિ.

*"Cleanliness is next to Godliness."*

"સ્વચ્છતા એ પ્રભુતાથી બીજા નંબરે છે."

**अशुचि करुणाहीनं अशुचि नित्यमैथुनम् ।**
**अशुचि परद्रव्येषु अशुचि परनिंदा भवेत् ॥**

"દયાહીન થવું તે અશુચિ, નિત્ય નિત્ય મૈથુન સેવવું તે પણ અશુચિ, પરાયા દ્રવ્યમાં અશુચિ અને પરનિંદા પણ અશુચિજ છે."




ચ્છતાની પ્રસ્તાવના રૂપમાં એ અક્ષર ગઈ કાલેજ હું બોલી ગયો છું. સ્વચ્છતા માનસિક અને શારીરિક એમ બે પ્રકારની છે. માનસિક સ્વચ્છતા એટલે વિકારોથી મન અને આત્માને અશુદ્ધ થવા ન દેવાં તે; અને

શારીરિક સ્વચ્છતા એટલે શરીર અને આજુબાજુની ચીજોને ગંદકી થવા ન દેવી તે. બન્ને સ્વચ્છતાનો સંસારી જનોએ વિવેક સાચવવો જોઇએ.

માનસિક અસ્વચ્છતામાં ચોરી, જૂઠ, વિશ્વાસઘાત, નિંદા વિગેરે ઘણી બાબતોનો સમાવેશ થાય છે; પણ તે સર્વમાં વધારે ભયંકર અશુચિ વ્યભિચારની છે. વ્યભિચારની અશુચિ સાથે વિશ્વાસઘાત, ચોરી, જૂઠ આદિ બીજી સેંકડો અશુચિઓ દોડી આવે છે; એટલુંજ નહિ પણ એ જાતની અશુચિ શરીરની અશુચિને પણ ઉત્પન્ન કરે છે. વ્યભિચારી મનુષ્યોનો કોઈ વિશ્વાસ કરતું નથી, તેનું મન પણ હમેશ ભટકતું અને પરતંત્ર હોય છે. ધર્મકાર્ય તો તેને સૂઝતુંજ નથી. આને લીધે વ્યભિચાર એ સર્વ દુર્ગુણોનો પિતા અને સર્વ દુઃખોની ખાણ તથા જીવતાં તેમજ મુઆ પછી નર્કાવાસ રૂપ મનાય છે, એ બીલકુલ ખોટું નથી.

જેમ શારીરિક અશુચિ ઉત્પન્ન કરનાર મળ—

મૂત્ર અને કચરો છે તેમજ વિષયી જનોની સોબત, રંગીલાં-રસીલાં-બિભત્સ પુસ્તકો વાંચવાનો શોખ અને એવાંજ નાંટકો જોવાની આદત: એજ વ્યભિચાર રૂપ અશુચિ ઉત્પન્ન કરનાર કારણો છે. માટે એ સર્વથી દૂર રહેવું એ શૌચના શોખીનોને અવશ્ય જરૂરનું છે.

એવો કોઈ પણ ધર્મ નથી કે જેમાં વ્યભિચારને ધિક્કાર્યો ન હોય અને એ બાબત ઉપર તો સર્વ ધર્મગુરૂઓ સખત તિરસ્કાર કરે છે. વ્યભિચારનો દુર્ગુણ મનનું કારણ છે. જો માણસ સુંદરતા તરફ નિહાળી નિહાળીને જોવાની આદત ન રાખે, મનને નિગ્રહમાં રાખવાની લઢણ પાડે તો એ અશુચિથી બચી શકાય. સ્ત્રી એ કેવી અશુચિભરી દેહી છે એનો ખ્યાલ કરવાની ટેવ હોય તો મન તેમાં ભટકે નહિ. તેમજ પરાયી સ્ત્રીમાં માતા અગર બ્હેનની દૃષ્ટિ આરોપવાની ટેવથી પણ વ્યભિચાર વૃત્તિ થવા પામશે નહિ. સ્ત્રીઓએ પતિ સિવા-

ષના દરેક પુરૂષમાં સ્ત્રીપણું આરોપવાથી એટલે કે દરેક પુરૂષને પુરૂષ નહિ પણ સ્ત્રી તરીકે જોવાથી તેના ઉપર મોહ ઉત્પન્ન થશેજ નહિ.

વિષયરક્ત પુરૂષો અને સ્ત્રીઓ કુદરતનો પણ એક મહા ગંભીર અપરાધ કરે છે. જે વિર્યવડે તેમણે પોતાના અને પોતાના દેશના હિતનાં હજારો કામ કરવાનાં છે તે વિર્યને કુદરતે ફેંકી દેવું એ શું ગંભીર અપરાધ નથી? તમે તમારા બાળકને એ આની આપો, તે એમ ધારીને કે તે સંગ્રહી રાખશે અગર કાંઇ સારી ચીજ લાવીને ખાશે; તેને બદલે તે છોકરો ચાલ્યો ચાલ્યો કલાલના ઘેર જઈ દારૂ પી આવે, જુગારમાં ખોઈ આવે, તો તમે શું તેના ઉપર કોપ્યા સિવાય રહેશો કે? તમને જે વિર્ય કુદરતે આપેલા ખોરાકમાંથી મળે છે તે ઘણા થોડા જથામાં અને લાંબે વખતે બને છે તેને વ્યભિચારમાં ગુમાવવું તે કાગડો ઉડાડવા માટે રત્ન ફેંકવા સરખુંજ કામ ગણાય. ક્ષણવારની માની લીધેલી

મઝા માટે આ લોક તેમજ પરલોકનાં મોટાં દુઃખો સહન કરવાં પડે તે તદ્દન મૂર્ખતાજ છે. સુજ્ઞ જનોએ તો પોતાની સ્ત્રી તરફ પણ મિતવ્યયી થવું જોઇએ. સ્ત્રિઓને વિષયવાસનાની તૃપ્તિનો સાંચો માનનારા મૂરખો જ્યારે ઠેરઠેર મારી દૃષ્ટિએ પડે છે ત્યારે મારા અંતઃકરણમાં તેમના ઉપર દયા આવે છે અને આંખમાં આંસુની ધાર સાથે વિચાર થાય છે કે, આવા બાયલાઓ આ દેશની આથી પણ કેટલીક ખરાબ સ્થિતિ કરવા ધારે છે ? જ્યારથી આપણું બ્રહ્મચર્ય ગયું ત્યારથી આપણું શૌર્ય ગયું, વિદ્યા ગઈ, બુદ્ધિ ગઈ, નીતિ ગઈ, સાહસ અને ધન ગયું; હવે કહો કે શું રહ્યું ? અફસોસ ! નાના નાના બાળકોને સ્ત્રી જેવી કટારી રમકડા તરીકે સોંપનાર મૂર્ખ માબાપો ક્યારે સમજવા લાગશે કે એ કટારી ઘણા કામની છે—કીમતી છે તથાપિ બાળકને આપવાથી તો બાળકનું મોતજ થવાનું અને કટારી પણ ખોવાવાની અગર ભાગવાની. આ-

પણ ભાઇઓ અને બહેનોનાં શરીર નાનપણથીજ તવાયુલાં-ફીક્કાં-નિસ્તેજ હોવાનું કારણ એજ છે કે, તેમનાં માબાપોએ નાનપણથી સંસાર આરંભેલો તેમજ વળી ત્યાંરં પછી તેઓ હમેશ વિષયરક્ત રહેલાં. **પુત્ર** તરીકેની ફરજો બરાબર શીખ્યા પહેલાં **પિતા** તરીકે લા'વો લેવા તૈયાર થનારાઓ પુત્રોની કે પોતાની નૈતિક કે શારીરિક પૌષ્ટિ કેવી રીતે સાચવી શકે?

જેઓ પોતાના સંતાનને સુખી કરવા ઇચ્છતા હોય તેમણે તો તેમને યોગ્ય કેળવણી આપી ધંધે વળગાડીનેજ દૂર રહેવું જોઇએ. પોતાની મેળે રળી, દુનિયાની મુશ્કેલીઓનો અનુભવ લઈ **પછીજ** તે પરણી લે તેમાંજ તેના સુખનો વાસ છે. આ નિયમ ઉપરાંત સ્વસ્ત્રીમાં પણ મિતવ્યયી અને પરસ્ત્રીથી તદ્દન વિરક્ત રહેવાની સલાહ આપી હવે હું શારીરિક શુદ્ધિ ઉપર આવીશ.

શારીરિક શુદ્ધિ નહિ રાખવાથી માંકડ, જૂ આદિ જંતુઓની ઉત્પત્તિ અને વિનાશ થયાં કરે છે તે

તો હું અગાઉ કહી ગયોછું. આજે તો ઘર, આંગણું, સરસામાન આદિ સંબંધી કેટલીક છુટી છુટી સૂચનાઓ કરીશ.

ઘરની આગળ ઉંડી ખાળો, ગટરો, વિગેરે રાખવાં એ રોગનું ઘર છે. તેમાં કોહોવાણ ચાલ્યાંજ કરે છે અને એક અંતર્મુહુર્તમાં એટલે કે બે ઘડીમાં અસંખ્ય સમુર્છિમ જીવો તેમાં ઉત્પન્ન થાય છે અને મરે છે, એ બાબત અંગ્રેજોએ સૂક્ષ્મદર્શક યંત્રથી ખાત્રી કરી છે. વળી તેમાં મોટા કીડા ઉત્પન્ન થાય છે તે આપણે ઘણીવાર જોઇએ છીએ. કોહોવાણ અને બદબોથી હવા ખરાબ થાય છે, મરકી આદી ચેપી રોગો ફાટી નીકળે છે, અને અસંખ્ય જંતુઓનો નાશ થાય છે.

કોઇ પણ પ્રકારનું ગંદું પાણી, પીશાબ, ઝાડો આદિ એકઠો થવાજ દેવો જોઇએ નહિ. ગંદું પાણી ગામ બહાર ખુલ્લી જગામાં નાખી આવવું જોઇએ. પીશાબ ખુલ્લી જગામાં કરવો જોઇએ. પીશાબ ઉપર પીશાબ કરવાથી પ્રમેહ આદિ દરદોનો ચેપ લાગવા

સંભવ રહે છે. તેમજ ઝાડ ઉપર ઝાડો કરવાથી પણ કેટલાક દરદોનો ચેપ લાગવા સંભવ રહે છે. અને અસંખ્ય જીવોની ઉત્પત્તિ અનેવિનાશ થાયછે. સૌથી સરસ રસ્તો તો એજ છે કે, ॥ માઇલ કે ૧ માઇલ ચાલવું પડે તો પગ છુટા થાય અને સવારની તાજી હવા ફેફસાંમાં દાખલ થઇને લોહી સ્વચ્છ કરે એમ સમજી, ગામ બહાર ખુલ્લી કોરી જગામાં ઝાડો કરવો. માંદા માણસોનો ઝાડો, વમન, પીશાબ આદી કદી ભરી રાખવું નહિ પણ તેમાં રાખ નાખી ગામ બહાર નાખી આવવું.

ચોખ્ખું પાણી પણ ઘરમાં કે પડોશમાં વધારે ઢોળવાથી ભેજ થાય અને તેથી સરદી, તાવ વિગેરેની પીડા થાય.

એંઠવાડ આંગણામાં ઢોળવા કરતાં અગર પોળના કુંડામાં નાખવા કરતાં ઢોરને પાઇ દેવો એજ ઉત્તમ છે, કે જેથી તે નિરર્થક જતો નથી, અને ગલીચી પણ થવા પામતી નથી. એંઠની બાબતમાં એટલી પણ સુચના કરવા જેવી છે કે, ભાણામાં એટલોજ ખોરાક લેવો કે જેટલો ખાઇ શકાય. એંઠું

મુકવું એ એક કુટેવ છે. 'અન્ન એ દેવ છે એટલા માટે એંઠુ નહિ મુકવું' એમ હું કહેવા માગતો નથી પણ હું તો કરકસરની દૃષ્ટિથી આ સૂચના કરૂંછું. દરરોજ અચ્છેર અનાજ એંઠમાં જાય તો વરસે ૪ાા મણ અનાજ ફેંકી દીધું ગણાય. એંઠુ ન રાખવાની સાવચેતીથી ઘરનાં માણસો મિતવ્યયી, કરકસરીઆ અને સુઘડ થવા શીખશે.

કેટલાક લોકો ઘર આંગણે છાણના ઢગલા કરે છે, છાણાં થેપે છે, છાણને ૧—૨ દિવસ વાશી રાખે છે તે સર્વ ગંદકીનાં કારણ છે. છાણને વાશી રાખવું એમાં હજારો જીવની ઉત્પત્તિ અને વિનાશ ઉપરાંત કોહોવાણથી થતું નુકશાન પણ સમાયલુંછે.

ઘણા સંસારી જનોએ શરીરની અને તેના આસપાસના પદાર્થોની સ્વચ્છતામાં બરાબર કાળજી રાખવી જોઇએ; નહિ તો પોતાને અને પોતાના કુટુંબને દુ:ખી કરવા ઉપરાંત નિર્દોષ પડોશીને પણ તે દુ:ખી કરશે. કારણ કે અસ્વચ્છતાનાં માઠાં પરિણામ આખા પડોશને તો શું પણ આખા શહેરને અને કોઇ આસપાસનાં ગામોને પણ ભોગવવાં પડેછે.



## દિવસ ૧૧ મો.

### આળસુ થશો નહિ.

आलश्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः

—ભર્તૃહરી.

*" Act, act in the living present*
*" Heart within and God overhead"*

*—Longfellow.*

" વર્તમાન કાળમાંજ ઉદ્યમ કરો, ઉદ્યમ કરો. કાળજું ઠેકાણે રાખીને અને ઇશ્વરને માથે રાખીને ઉદ્યમ કરો—ઉદ્યમ કરો."




ભાઇઓ અને બ્હેનો! મારો આજનો તેમજ આવતી કાલનો વિષય એટલા બધા પંડીતજનોથી ચર્ચાયલો છે કે, એ વિષય પર મારા વિચારો જણાવવા કરતાં જૂદા જૂદા મહાપુરૂષોના ઉપદેશો-

માંથી ચુંટી કહાડેલાં વચનામૃતજ છુટાં છુટાં જણાવવા વધારે ઠીક પડશે. મને ખાત્રી છે કે, તમારામાંના દરેક તેમાંનું એકાદ રત્ન તો બાંધ્યા સિવાય નહિજ જાઓ.

(૧) જાણે **હમેશાં** જીવવું છે એમ સમજી કામ કરો અને જાણે **આજેજ** મરવું છે એમ સમજીને ભક્તિ કરો.

(૨) કુદરતે તમને આપેલી શક્તિઓ વડે ઉત્તમમાં ઉત્તમ જે કામ તમારાથી બની શકે તેવા કામમાં તમારી જીંદગીનો બધો વખત ખરચો, કે જેથી કરીને મરતી વખતે તમને દીલાસો મળે કે, "**મેં મારાથી બનતું કર્યું છે!**"

(૩) શાણા માણસો હમેશ શત્રુથી ચેતતા રહે છે. સર્વ શત્રુ કરતાં કુટેવથી વધારે ચેતવાનું છે. અને સર્વ કુટેવોમાં સુસ્તી વધારે ત્રાસદાયક છે.

(૪) સુસ્તી અથવા કાયરપણું એ એક બોજો છે,

આડખીલ છે, કચરો છે, માણસને નકામો, રોતડ, ઉદાસી અને કંગાલ બનાવનાર વ્યાધિ છે.

(૫) આળસ, શરીર તેમજ મનનું ઝેર છે, દુષ્ટતાઇની દાઇ છે, સઘળા અપરાધની મા છે, સેતાનનું ઓશીકું છે, જન્મથી વારસામાં મળેલી ચપળતાને ખાઇ જનાર તીડ છે; ટુંકામાં તે 'મનુષ્યપણાની મરકી' અથવા તો નર્ક છે.

(૬) આટલું હું હિંમત ધરીને કહું છું કે સુસ્ત પુરૂષ અથવા સ્ત્રી—પછી તે ચાહે તેવાં પૈસાદાર—નસીબવાન—બહોળા કુટુંબી—રીદ્ધીસીદ્ધીથી ભરપુર હોય તો પણ કદી ખુશમીજાજી ન હોઈ શકે. પણ હમેશાં થાકેલાં, હમેશાં કંટાળેલાં, હમેશાં માંદલાં, હમેશાં ચીડાયલાં, હમેશાં રોતડ, હમેશાં નિશાસા નાખતાં, હમેશાં શોકાતુર, હમેશાં પારકાનો વાંક કાઢનાર, હમેશ વ્હેમી, હમેશ દુનિયા અને તેમાંના પદાર્થો પર ગુસ્સો કરતાં, તેમનો નાશ થયેલો જોવા રાજી અગર તેમ નહિ તો કોઈ મૂર્ખ તરંગથી આપઘાત કરવા તૈયાર જોવામાં આવશે.

(૭) જીંદગીને ઘંટીની સાથે સરખાવાય છે. તેમાં ઘઉં ઓરશો તો આટો થશે, કે જેની ખાસી ભાખરી, પુરી–રોટલી વિગેરે બનશે; પણ ઘઉં નહિ ઓરો તો પથરાજ પીસાઈ જશે.

(૮) સુસ્તી હમેશાં બહાનાથી ભરપુર હોય છે. સુસ્ત માણસ કહે છે કે, 'એ રસ્તામાં તો મોટો વાઘ છે,' અથવા 'એ કામ થવુંજ અશક્ય છે,' અથવા 'મેં કોશીશ કરી જોઈ, હવે કોશીશ કરવાની જરૂર નથી.' પોતાની શક્તિ આત્મા કેળવે તો એવી એક પણ ચીજ નથી કે જે તે ન કરી શકે; એજ આત્મા પરમાત્મા પણ બની શકે છે, એવું તેના મનમાં ઠસેલું હોય તો આવાં બ્હાનાં કાઢી સુસ્ત–કાયર બની બેસી રહે નહિ.

(૯) આળસુ માણસના નસીબમાં છેવટે એવું કહેવાનું રહે છે કે, "**ભૂતકાળે** મને ઠગ્યો છે, **વર્તમાન** પીડે છે અને **ભવિષ્ય** ભયભીત કરે છે."

(૧૦) કામ એજ **જીંદગી** છે. માટે મને કહો કે

**તમે શું કામ** કરી શકો છો; એટલે હું કહીશ કે **તમે કેવા** છો.

(૧૧) અપચો, ગાંડપણ વિગેરે વ્યાધિઓ તથા હલકા વિચારો, ખરાબ ઇચ્છાઓ, નાની નાની ચિંતાઓ, કંટાળો અને ઉદાસીનતા એ સર્વનું **વગર પૈસાનું ઓસડ** જોઇતું હોય તો દાક્તરો પાસે ન જતાં, '**અખંડ ઉદ્યમ**' એજ દવા તેને માટે અજમાવી જુઓ. દરેક પળને ઉપયોગી કામથી ભરો. આ દવાના તમને પૈસા બેસશે નહિ પણ પૈસા ઉલટા **મળશે** અને દરદ મટશે.

(૧૨) ઘણીવાર માણસો જાણે છે કે, પાંચ દશ હજાર રૂપિયા સારા કે ખોટા રસ્તે મેળવી એકાંત વાસમાં પડયા રહેવું, એથી દુનીઆની ખટપટ, ચિંતાઓ અને દુઃખોથી છુટાય. આ પ્રયોગ ઘણા માણસોએ—ઘણા તરંગીઓ તેમજ વિદ્વાનોએ—એકથી અનેક વાંર અજમાવ્યો છે. અને બધાનું પરિણામ **એકજ**

આવ્યું છે; તે એ કે **નિરાશા.** બરાબર સમજજો કે, મહેનત અને દુઃખ માણસ જાતના લલાટમાં જન્મ સાથેજ લખાયલાં છે. જેઓ તેનાથી આવી રીતે નાસવા ધારે છે તેમની પાછળ તે બન્ને બમણા જોરથી પડે છે.

(૧૩) જેમ રાત વગર દિવસની હયાતી નથી, તેમ ઉદ્યમ વગર ફુરસદ કે આરામનું અસ્તિત્વ નથી.

(૧૪) વરસોની લંબાઈ તે કાંઈ જીંદગીની લંબાઈ ગણાય નહિ. માણસની જીંદગી દિવસો, મહિના અને વરસથી મપાતી નથી પણ કરેલાં સુકૃત્યો અને સુવિચારોથીજ મપાય છે.

(૧૫) ચીનનો એક બાદશાહ કહેતો કે, દેશમાં જો કોઈ એક માણસ એવો હોય કે જે કામ ન કરે, અગર કોઈ એક સ્ત્રી એવી હોય કે જે આળસુ પડી રહે તો રાજ્યમાં કોઈ નહિ ને કોઈ એક માણસને ભૂખ-તરશ-ટાઢ અને તાપ વેઠવાં પડશેજ.

(૧૬) ભગવાન મહાવિર સ્વામીએ કર્મની વકી-

ક્ષાત કરનાર સદ્દાલપુત્રને ધર્મક્રિયા માટે ઉદ્યમવંત થવાનો બોધ કર્યો હતો. માણસને "કર્મ પ્રમાણે ઉદ્યમવંત થવાનું સૂઝે છે." અને "કર્મનો કડીઓ માણસ છે." મનુ મહારાજ અને ઈસુખ્રીસ્ત એજ બોધ કરે છે.

(૧૭) ઉદ્યોગ તે માત્ર પૈસો ટકો કે જશ આબરૂ મેળવવાનું સાધન છે એમ નહિ; પણ બુદ્ધિ, અનુભવ, ધર્મ અને આત્મજ્ઞાન, વિવેક, કામની પદ્ધતિ, સહનશિળતા વિગેરે તેમજ વખતનો સદુપયોગ કરવાની અને વખત બચાવવાની બુદ્ધિ આપનાર પણ તેજ છે.

(૧૮) જેઓ એમ કહે છે કે, ઉદ્યમ માત્ર ગુજરાન માટે છે, તેઓ મોટી ભૂલ કરે છે. ગુજરાનનાં સાધન માણસ પાસે પુષ્કળ હોય તોપણ દુનિયામાં નભવા માટે અને દુનિયાને નીભાવવા માટે દરેક માણસે ઉદ્યમ કરવાની જરૂર છે. કામ તે ડ્રિલ જેવું છે. તે કરતી વખત ગાંડી ગાંડી કલ્પનાજલ્પનાઓ-તરંગો–ઉંઘણસીપણું વિગેરે દાબવાં પડે છે, ચોતર-

ફથી દેખરેખ રાખવી પડે છે, બારીકમાં બારીક નજીવી બાબતોં ઉપર પણ લક્ષ આંપવું પડે છે, હાજરજવાબી થવાની અને ઉંડો વિચાર કરવાની જરૂર પડે છે, પ્રસંગે જીભ ઉપર અંકુશ રાખવાની જરૂર પડે છે, જે સર્વે ગુણો માણસપણાને કેળવનાર અને ઉચ્ચ સ્થિતિએ પહોંચાડનાર છે. માટે ઉધમ અથવા કામને માણસનો **શ્રેષ્ટ શિક્ષક** અથવા **ગુરૂ** કહેલો છે.

(૧૯) ફળની ઈચ્છા રાખવી અને ફળ મેળવવાની **મહેનત**થી બચવા કોશીશ કરવી તે હરામીપણાનું લક્ષણ છે.

(૨૦)તનનું સુખ **મન** ઉપર આધાર રાખે છે. મનનું સુખ **જ્ઞાન** અને **અનુભવ** ઉપર આધાર રાખે છે. જ્ઞાન અને ખાસ કરીને અનુભવ તો કષ્ટી અને ખત્તાંથીજ મળે છે. દ્રવ્ય કરતાં પણ કષ્ટી અને ખત્તાં વધારે કીમતી ગણવા લાયક છે.

(૨૧) આળસુ લોકો ખત્તાંથી ડરે છે. નીચ મનના લોકો ખુણે બેસી ગોળ ખાવાનું પસંદ કરે છે. પણ ખરા માણસો તો ખત્તાં, અનુભવો અને બીજાને ઉપયોગી થઈ પડવાની શક્તિની શોધમાંજ ભમે છે.

(૨૨) જેનું લોહી જુવાનીની ખરી મોસમમાં ગરમ થતું નથી, જેના શરીરનાં અંગો હજી ઉગતાં છે તો પણ તેને દોડાવવા રાજી નથી, જે જુવાન મગજને ખરાબ દેખાવો, ખરાબ વિચારો અને ખરાબ શબ્દથી ભ્રષ્ટ અને બાયલું કરે છે તે માણસ જીવતાં છતાં મુએલોજ છે.

(૨૩) 'ફુરસદ નથી' એનો અર્થ હું 'મરજી નથી' એમ કહું છું અને 'મરજી નથી' એનો અર્થ 'મોત માગું છું' એવો એક વિદ્વાન કરે છે.

(૨૪) "બાળક જન્મતી વખતે પોતાની મેળેજ નહિ રડે તો બીજાઓ ચુંટલી ખણીને રડાવશે." તેમજ જેઓ મરજીથી અને આનંદથી સખત મહેનત નહિ કરે તેને ભૂખ અને તંગી-વ્યાધિ અને

ચિંતા જુલમથી ગુલામગીરી કરાવશે.

(૨૫) દરેક માણસ પંડીત થવા સમર્થ છે, દરેક માણસ જબરો વેપારી થવા યોગ્ય છે, દરેક માણસ તત્ત્વજ્ઞાની બનવા શક્તિમાન છે; ભલે ડોળડાહ્યા બુ-ઢાઓ કહે કે, "આનામાં કાંઇ માલ નથી."

(૨૬) વિલ્યમ કૉબેટ ખેડુતમાંથી મોટા રાજ્યદ્વારી પુરૂષ થયો તે ઘણીજ સખત અને નિયમસર મહેનત-થીજ; ઇંગ્લંડનો પ્રધાન ગ્લૅડસ્ટન વૃદ્ધ હોવા છતાં તંદુરસ્ત અને ખુશમીજાજી હતો તે માત્ર સખતમાં સખત મહેનતથીજ; સ્કૉટ કવિએ લાઇબ્રેરી ઉપર લાઇબ્રેરીઓ ભરાય એટલાં—અને તે પણ ઉમદા-પુસ્તકો રચ્યાં તે થાકે નહિ એવા ઉદ્યમથીજ. આરા-મના લાલચુ અને 'ઘડી તો ઝંપવા દો' એવી બુમ પાડનારા કદી—કદી મોટા માણસ બન્યા નથી.

(૨૭) જ્ઞાનમાં—ગુણમાં કે સામર્થ્યમાં મોટા માણસબનવાની આશાજ નહિ રાખનાર ઉપર થુંકવું જોઇએ. જેઓ હમેશાં તુચ્છ વિચાર રાખે છે તે કદી

ઉદાર, વિવેકી, ન્યાયી અને ધર્મી બની શકતા નથી. મોટા ન થવાય તે ઉપર આપણું જોર નથી પણ મોટા થવાની ઉમેદજ ન રાખવી તે નીચતાનું લક્ષણ છે.

(૨૮) એકલું પડેલું માણસ અવ્યવસ્થિત, કાયર, સુસ્ત અને વિચાર કરવા અશક્ત બની જાય છે, એ વાત અનેક વાર અનુભવેલી છે. " ઉદ્યોગમય જીંદગી" અને "વાતચીત માટે યોગ્ય માણસની સોબત" થીજ આપણામાં સુધારો અને ચાલાકી આવે છે. એ બે સિવાયનું માણસ સુનકાર બને છે—તેની ઇન્દ્રિઓ બેહેર મારી જાય છે.

(૨૯) જે માણસ રાત દિવસ વિચાર કર્યાં કરે છે તે સૌથી દુઃખી માણસ છે. ઘણા નબળા—ઓછી મગજ શક્તિના—વિર્યનો ગેરઉપયોગ કરી વિર્યહિન બનેલાની એવી પ્રકૃતિજ બંધાઈ જાય છે કે, કશું કામ ન હોય—કાંઇ યોજના ઘડવાની ન હોય તો પણ કાંઈ કાંઈ વિચાર કર્યાં કરે. છેવટે કાંઈ નહિ તો અજીર્ણનો

દરદી જેમ અર્ધનીદ્રા પામે છે અને ભાંગ્યાંતુટયાં સ્વપ્ન સેંકડો જુએ છે તેમ તે માણસ પણ ઘર સંબંધી, પૈસા સંબંધી, પોતા સંબંધી, કુટુંબ કે મિત્ર સંબંધી, પૃથ્વી સંબંધી, કુદરત સંબંધી અને કાંઇ નહિ તો પાસે પડેલા તરખલા સંબંધી તુટક વિચારમાં ગોથાં ખાય છે. એનું મન એક ઘડી પણ ઝંપતું નથી.

આથી તેનું મન બીમાર થઈ, મનન કરવા-અવલોકન તેમજ તર્ક કરવા અશક્ત બને છે. તેનું મોત પણ ભ્રમણામાં થાય છે, જેથી સદ્ગતિ થવી મુશ્કેલ છે. આવાને માટે નિયમીત અને અખંડ **ઉદ્યોગ-નિયમિત અને સાદો ખોરાક-અને નિયમિત ભક્તિ** એજ ઉત્તમ દવા છે.



# दिवस १२ मो.

## ઉડાઉ થશો નહિ.

**Waste not Want not.**

"ઉડાવશો નહિ; તો તંગીમાં પણ
આવશો નહિ."

—(०)—

આજના ઉપદેશમાં પણ કાલનીજ પદ્ધતિ લેવી વ્યાજબી ધાર્યું. એ ટુંકા પણ કીમતી વચનોમાંથી સુજ્ઞજનો ઘણો લાભ મેળવી શકશે એમ મને સંપૂર્ણ વિશ્વાસ છે.

(૧) કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપેટીપે સરોવર ભરાય.

(૨) એક જરા જેટલું કાણું જબરા વહાણને તળીએ બેસાડે છે.

(૩) ગજવાનું કાણું સો દરજીઓથી પણ શીવી શકાતું નથી.

(૪)'સસ્તી' જાણીને આણેલી—પણ વગર ઉપયોગે આણેલી ચીજ આખરે 'મોંઘી'જ નીવડે છે.

(૫) **નકામી** વસ્તુ ખરીદનાર અને નકામા ખર્ચ કરનારને જલદી એવો વખત આવશે કે જ્યારે તેને **જરૂરી** વસ્તુ વેચી ખાવી પડશે અને **જરૂરી** ખર્ચ માટે જાત વેચવી પડશે!

(૬)ઘરમાંથી **પૈસો** જાય **અને** પાછળથી **પસ્તાવો** થાય એવું કરનાર કરતાં મોટો મૂર્ખ બીજો કોણ ?

(૭) **પ્રાતઃકાળ** કાયમ રહેવાનો નથી; **રાત** પણ પડવાની છે.

(૮) બાળક અને મૂર્ખ માણસ ધારે છે કે, એક રૂપિયો કદી ખૂટવાનો નથી; પણ કણ કણ કાઢતાં રાંજાના ભંડાર ખુટી ગયા છે.

(૯) ગરીબ દેખાવાની **શરમ** માણસને મારે છે એટલું **ગરીબાઇ** પોતે મારતી નથી.

(૧૦) કુવો સુકાઇ જાય છે ત્યારેજ પાણીની કિંમત સમજાય છે.

(૧૧) **પહેલી** ઇચ્છા દાબી દેવી તે થોડી મુશ્કેલ છે; પણ તેં ઇચ્છા તૃપ્ત કરી તો તેથી ઉત્પન્ન થતી બીજી સેંકડો ઇચ્છાઓ તૃપ્ત કરવા તમે કદી સમર્થ થાઓ એ આશાજ ન રાખવી.

(૧૨) દેડકો ગમે તેટલું પેટ ફુલાવે તોપણ બળદ જેવડો તો નહિજ થાય.

(૧૩) દેવાદાર માણસ એટલે જુઠો માણસ.

(૧૪) દેવાદાર થવું એટલે ગુલામ બનવું.

(૧૫) ખાલી કોથળી ટટાર રહી શકેજ નહિ.

(૧૬) ઉદ્યોગીઅને કરકસરીઓ હમેશસુખીજછે.

(૧૭) જીંદગીની મીનીટોને નકામાં ગપ્પાં, નિંદા આદિમાં ખુટાડવી તે મોટું ઉડાઉપણું છે. ગયેલી મીનીટો કદી પાછી આવતી નથી. અને મનુષ્ય ભવ ગયો તે સમુદ્રમાં કાંકરો ખોવાયા બરાબરજ સમજજો.

(૧૮) વ્યાભચાર, વ્યસનો, અત્યંત ક્રોધ, આદિથી શરીરદ્રવ્યને ઉડાવી દેવું એ પૈસો ઉડાવવા કરતાં મોટો ગુન્હો છે. પૈસો કદાચ્ રઝેખપે પણ મળી શકે અગર અચાનક જંમીનમાંથી પણ મળી આવે; પરંતુ ઉડાવેલું શરીરદ્રવ્ય કદી હાથ લાગતું નથી અને એ ખોયું એટલે મનુષ્યભવ હતો નહતોજ જાણો.

(૧૯) વરઘોડા, ન્યાત–વરા અને ધામધુમમાં કાંઈ ખર્ચ કરવા ધારો તે પહેલાં વિચારજો કે, એજ રકમમાંથી તમારા **કેટલા નિરાધાર મનુષ્ય ભાઇઓને સુખી કરી શકાય?**

(૨૦) **એકપાઇબચાવીતેપાઈ રળ્યાબરાબરછે.**

(૨૧) સત્સંગ (ઉત્તમ ગ્રંથો અને પુરૂષો) **સિવાય** ગુજારવામાં આવતી દરેક મીનીટ **ગુમાવવામાંજ** આંવે છે.

(૨૨) ઉડાઉપણાને કરકસર તરીકે ગણી, છતે પૈસે તેનો સદુપયોગ કરતા નથી, તેઓ શરીર

સાચવવાને માટે સાત દિવસ ખાટલામાં પડ્યા રહેનાર મૂર્ખથી કોઈ રીતે ઉતરતા નથી.

(૨૩) તમારો પૈસો તમે બીજા મનુષ્યો પાસેથી મેળવેલો છે માટે તેમાં બીજા મનુષ્યોનો હક્ક છે. તેમ ન હોત તો તમે શા માટે તે સાથેજ લઈ શકતા નથી?

(૨૪)તમારા જ્ઞાન અને શરીરદ્રવ્ય ઉપર પણ તમારા મનુષ્ય ભાઇઓનો હક્ક છે. તમે તેમનું રક્ષણ કરો, દુઃખ વખતે સ્હાય કરો, જ્ઞાન આપો એમ તમારી તરફની આશા રાખવાનો તેમને હક્ક છે. એ હક્ક ડુબાવનાર સ્વાર્થી અને સાંકડી બુદ્ધિના નરો નિંદ્ય છે.

(૨૫) પરોપકાર અને દયા એ બે ગુણો સ્વર્ગીય છે, તે ગુણોનો ઉપયોગ કરનાર તેમજ તેનો લાભ જેમને મળે છે તેઓ: એમ બંને પક્ષને સુખ થાય છે; છતી શક્તિએ જેઓ પરોપકાર અને દયાનો વ્યય કરતા નથી તેઓને તંગી અને દુઃખના વખતે પરમાત્માની દયા માગવાનો કશો હક્ક નથી.



# दिवस १३ मो.

## મોતથી ડરશો નહિ.

"Home at last, thy labour done
"Safe and blest, the victory won."

"હવે સ્વધામ તરફ સીધારો; તમારી મજુરી પુરી થઈ; તમે જીત મેળવી તેથી હવે તમે સહી-સલામત અને સુખી છો."——"પવિત્ર ગીતો"





પ્રિય બંધુઓ અને ભગિનીઓ ! મારી ઉપદેશશ્રેણી આજે ખલાસ થશે. આજે હું તમને એક અત્યંત અગત્યનો બોધ કરી બીજા મુકામે ઉપડી જવા ધારૂંછું.

"આ સંસાર-સાગરના અહોનિશ વહેતા પ્રવાહમાં કોઇને લાખ્ખો-કોઇને હજારો-કોઇને સેંકડો અને કોઇને એથીએ ઓછા ભવ કેવરસની મુસાફરી કરવાની હોય છે. મુસાફરી દરમ્યાન સંધ્યાના કાળા વાદળ સરખા આપત્તિ અગર મૃત્યુના વાદળને નજીક આવતું જોઈ જીવન-જહાજના મુસાફરો અર્થાત્ મનુષ્ય પ્રાણીઓ ડરે છે, ગભરાય છે અને કહે છે કે "પ્રકાશિત વખત ગુજરી ગયો અને હવે અંધકારમય—શોકમય વખત આવ્યો ! હવે કેમ થશે ?"

'કેમ થશે ?' એ સવાલ કેવો છોકરમત ભરેલો છે ? રાત્રીના બાર કલાક વીતવાનાજ છે—દુઃખના દિવસો જવાનાજ છે—મૃત્યુની ઘડી પસાર થવાનીજ છે અને બીજો પ્રાતઃકાળ આનંદી કિરણોવડે સર્વ કુદરતને નવી બનાવવાનોજ છે.

રાતને, દુઃખને અને મૃત્યુને **આખરની** સ્થિતિ માનવાથીજ તેમનાથી દુઃખ થાય છે; "એ દિવસોને સાંધનાર તેજ રાત," "એ સુખોને જોડનાર એજ દુઃખ

અને "એ જન્મને સાંકળીનાર એજ મૃત્યુ" એમ માનવામાં આવે તો. એ ત્રણેમાં જે વાક્ય ભરાઈ બેઠો છે તે તુરતજ 'પડછાયાનો વાઘ' બની જાય.

સાધારણ રીતે આ દેખાતા જગતમાં એવો ધારો છે કે, જે વસ્તુ વધારે વાર ભોગવાય અગર જેનો પરિચય વધારે તેથી કંટાળો આવે છે—અગર કાંઇ નહિ તો તેથી આનંદ મળતો બંધ થાય છે. ત્યારે આ શરીરની સોબત પાંચ--પચીસ કે સો વરસ સુધી રહી તેથી તેનાથી કંટાળવા માંડું તે અગાઉ બીજા ઘરમાં મારો વાસ કરાવવા મૃત્યુમિત્ર મારી પાસે આવે તેથી શું મારે તેને ગાળો દેવી જોઇએ કે?

'હું' જે 'ઘર'માં વાસ કરૂંછું તે ઘર સાથે મારે કાંઈ લેવા દેવા નથી, હું તો એનો પ્રેક્ષક—દૃષ્ટા—જ્ઞાતા—પડોશીછું. અમુક કાર્યસિદ્ધિ અર્થે મેં તેમાં વાસ કર્યો છે. તે કાર્યસિદ્ધિ થઈ તો હવે તે જગા છોડી રસ્તે પડતાં મને શોક થવાનું કારણજ શું રહ્યું?

અને જો કાર્યસિદ્ધિ કરવામાં ગફલત થઇ હોય

તો મને દીલગીરી થવી જોઇએ. પરંતુ તે દીલગીરી એ ઘરનાં કે ઘરના સંબંધીઓના વિયોગ માટે નહિ પણ સામગ્રીઓની સવડ છતાં આ **મુસાફરી સફળ** ન થઇ તે માટેજ થવી જોઇએ. પણ જુઓ! આશાનું એક કિરણ હજી અંધકારમયી રાત્રીના આકાશમાં ચળકી રહ્યું છે: મૃત્યુના અલ્પ સમયમાં પણ હજી તું કાર્યસિદ્ધિ કરી શકે છે. જ્ઞાનીઓ કહી ગયા છે કે, એક સમયમાત્રમાં પણ કાર્યસિદ્ધિ થઈ શકે છે.

હા, ખરી વાત છે કે ભવાભિનંદી પ્રાણીઓ—જેઓ આ 'ઘર' અને આ તેમાંના 'ખેલ'ને પોતા સાથે સંબંધ ધરાવતા માને છે તેઓ—મૃત્યુને નજીક જોઈ હાયવોય કરે છે; પરંતુ તેઓએ માત્ર વ્યવહાર દૃષ્ટિથીજ વિચારવું જોઇએ કે:—

"મૃત્યુ પીડા કરે છે તે પણ જ્ઞાનિન (આત્મા) ને અમૃતસંગ (નિર્વાણની સોબત) કરાવવા અર્થેજ છે; જેમકે માટી જ્યારે કુંભારના ટપલા ખાઇ ખાઇને તથા અગ્નિમાં સેકાઇને ઘડાનું રૂપ ધારણ

કરે છે ત્યારેજ તે ઠંડું જળ—અમૃતપાક આદિ ઉત્તમ ચીજોની સોબત પામી શકે છે."

મિત્રો! તમે સામાન્ય દૃષ્ટિથી. જુઓ! આ દુનિયામાં આપણે દરેક બનાવને સંતોષ અને સહિષ્ણુતાથી સહન કરી શકીએ છીએ એ ખરી વાત છે તો પણ, તેમાં આધિવ્યાધિ અને ઉપાધિઓ કેટલા પ્રકારની ભોગવવી પડે છે? તો તેમાં સુખ માની લેવું અને એ સ્થિતિ છોડવાનો પ્રસંગ આવ્યો જાણી શોક કરવો તે શું મોટી ભૂલ નથી?

જ્યાં સુધી તમે આ 'ઘર'માં છો ત્યાં સુધી તમારી કાર્યસિદ્ધિ માટે આનંદસહ પ્રયત્ન કર્યાં કરો અને તેમ કરવા જતાં તમારા 'ઘર'ને કાંઇ ધક્કો લાગે તેની પરવા કરશો નહિ. મહાપુરૂષો કહે છે કે, **"मनस्वी कार्यार्थी न गणयति सुखं न च दुःखं"** જ્યારે લડાઇઓ થાય છે તે વખતે સેંકડો બલ્કે હજારો યોદ્ધાઓ ઉપર ઘા પડે તેની દરકાર રખાતી નથી પણ રાજાની રક્ષા ઇચ્છાય છે. ઘર

બળતું હોય છે ત્યારે તેમાંનાં રાચરચીલાની દરકાર કોઈ કરતું નથી પણ અંદરના મનુષ્યોને બચાવવા લોકો દોડધામ કરી મુકે છે. તમે પણ આ 'ઘર'માં છો ત્યાં સુધી એજ ન્યાય યાદ રાખો અને 'ઘર' છોડવાનો વખત આવે ત્યારે આનંદથી 'સમાધિ મરણ' કરો.

ઘણા વિદ્વાનો **જીવતાં** શીખવાનો ઉપદેશ કરે છે પણ થોડાજ મહાપુરૂષો **મરતાં** શીખવી શકે છે.

બંધુઓ! ૨૦૦—૫૦૦ માણસોનો મેળો જોઇને તમને અચંબો થાય છે; તો જુઓ! આ અસંખ્ય પરમાણુઓનો મેળો તમારા નિવાસ માટે રચેલો છે. તેના એક પ્રેક્ષક તરીકે તમે તેની લીલા જોઇ અને નાટકના જોનારાઓ ખેલાડીના કૂદકારા, લડાઇઓ, નાચ, ચુંબનો અને હાવભાવ જોઇ કશાથી પોતાને સુખી—દુઃખી નહિ માનતાં ખેલ ખલાસ થતાં હસતાં—રમતાં ઘેર જાય છે તેમજ તમે પણ આ પુદ્‌ગળોના મેળાવડાની લીલા જોઈ ખેલ ખ-

લાસ થવાનો ઘંટ થાય કે તરતજ હસતાં—રમતાં સડુડુસટ્ટ કરી ચાલી નીકળો?

જેમને મરતાં આવડે છે, જેઓ 'સમાધિ મરણુ'ની ખુબી સમજે છે તેમને માટે શાસ્ત્રકારો કહે છે કે—

स्वर्गादेत्य पवित्र निर्मल कुले
सस्मर्यमाणा जनै
दत्वा भक्ति विधायिनां बहुविधं
वांछानुरूपं धनं ।
भूक्त्वा भोगमहार्निशं परकृतं
स्थित्वा क्षणं मंडले
पात्रावेश विसर्जनामिव मृतिं
संतौ लभंते स्वतः ॥

જેઓ ભય રહિત થઈ—ઉત્સાહ રહિત બની ચાર આરાધના આરાધી મરણુ કરે, તેમની સ્વર્ગ

લોક સિવાય બીજી ગતિ નથી, એ નિશ્ચય છે. સ્વર્ગમાં લાંબું આયુષ્ય અને અનંત સુખો ભોગવી ફરી તેઓ મનુષ્ય લોકમાં. નિર્મળ કુળમાં જન્મે છે અને જેમ નાટકીઓ ઘડી નાચી કુદીને પ્રેક્ષકોને રંજન કરી ચાલ્યો જાય છે તેમ જનમંડળીને સંતુષ્ટ કરી સંયમાદિ સહિત નિર્વાણ રસ્તે ચાલ્યા જાય છે.



# આ પુસ્તકના પ્રકાશક તરફથી પ્રગટ થયેલાં બીજાં ઉત્તમ પુસ્તકો.

## "સતી દમયંતી અને તેની વાતમાંથી લેવાની શિખામણો."

આવૃત્તિ ૨ જી.

એ પુસ્તક સરકારી કેળવણી ખાતાના તેમજ ગાયકવાડી કેળવણી ખાતાના ઉપરી અધિકારી સાહેબોએ મંજુર કર્યું છે. સર્વ નળાખ્યાનો કરતાં આ જૂદીજ પદ્ધતિની વાર્ત્તા છે. તેમાં દરેક પેરેગ્રાફ શિખામણોથી ભરપુર છે. અને એ શિખામણો મોટા અક્ષરે લખીને મારજીનમાં તેનો સાર અને નંબર છાપ્યો છે. બુકની પાછળ શબ્દજ્ઞાન, સ્મરણ શક્તિ તથા વિચાર શક્તિ અને નીતિ સુધરે એવા પ્રશ્નો આપેલા છે. તેનું પુંઠું પણ અતિ મનહર છે. વળી

**તેમાં દમયંતીની સુંદર છબી**

જર્મન કારીગર પાસે બનાવરાવીને મુકેલી છે.

છોકરા–છોકરીઓ અને સ્ત્રીઓ માટે તો આ પુસ્તક વિદ્વાનોએ ખાસ વખાણ્યું છે.

**કિંમત:**—૦—૬—૦. પાકું પુંઠું ૦—૮—૦

## જે સાચું છે તે તો સર્વને પ્રિય છે.

"જૈનહિતેચ્છુ" માસિક પત્રનો બોધ જૈનોને તો શું પણ મુસલમાન, પારસી અને ખ્રિસ્તિ સરખાઓને પણ પ્રિય થઇ પડયો છે. મુંબઈના બે પારસી ગૃહસ્થ, ભુસાવળના ૧ ખોજા ગૃહસ્થ અને બ્રહ્મદેશના ૧ ખ્રિસ્તિ ગૃહસ્થ "જૈનહિતેચ્છુ" ના ગ્રાહક થયા છે અને તે હર્ષથી વાંચે છે. ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, મારવાડ, પંજાબ, દક્ષિણ, આફ્રિકા તથા બ્રહ્મદેશ સુધી "જૈનહિતેચ્છુ" વંચાય છે અને ત્યાંથી સેંકડો પ્રસંશાપત્રો આવ્યાંજ જાય છે.

"શ્રાવક" એ શબ્દ મૂળ "શ્રુ" એટલે સાંભળવું એ ઉપરથી થયો છે. "સૂત્ર સાંભળે તે શ્રાવક." પણ જ્યાં મુનીરાજનો જોગ ન હોય અગર જોગ છતાં તેમની વાણી સાંભળવાનો જોગ ન હોય તેને માટે "જૈનહિતેચ્છુ" માસિક પત્ર એજ ખરો ઉપદેશક છે. "જૈનહિતેચ્છુ" તમે કહો તે વખતે, તમે કહો તે જગાએ, તમે કહો તેટલીવાર ફરીફરીથી, અસરકારક મીઠી ભાષામાં ઉપદેશ કરે છે. વળી તે ઉપદેશ મોઢાનો નહિ પણ લખેલો હોવાથી કદી ભૂલાતો નથી. "જૈનહિતેચ્છુ" વાંચીને ખાત્રી કરો.

"જૈનહિતેચ્છુ" ચોપાનીઆની કદર જાણનારા ગૃહસ્થો તેના "લાઇફ મૅમ્બર" થયા છે, એટલે કે દરસાલ લવાજમ તથા ટપાલ ખરચનાં રૂ. ૧)≈ મોકલવાની કડાકુટ બચાવવા માટે એકી વખતે રૂ. ૨૫) મોકલી આપે છે, તેથી તેમને ફરીથી કોઈ વખત લવાજમ ભરવું પડતું નથી અને વરસોવરસ દર મહિને ચોપાનીઆં તેમના ઘેર ચાલ્યાં આવે છે. કેટલાક શક્તિ વગરના પણ ખંતીલા ભાઇઓ બબે ત્રણ ત્રણ સાલનું લવાજમ અગાઉથી મોકલી આપે છે.

---

તમે કાંઈ પાપ કર્યા છે? તે પાપો આળોવ્યાંછે?

☞ પાપો આળોવ્યા સિવાય છૂટકો નથી, હોં?

માટે વાંચો—

દરેક શ્રાવક—શ્રાવિકાએ અવશ્ય શીખવા લાયક—

## "श्रावकनी आलोयणा."

ઘણી પ્રતો મેળવી શુદ્ધ કરેલા આ અતિ ઉપયોગી પુસ્તકની કિંમત ફક્ત બે આના છે!

☞ આ પુસ્તક તેમજ ૧૨ વાર્તાવાળી 'સદુપદેશમાળા' 'જૈનહિતેચ્છુ' ઑફિસમાંથી મળશે.

# બે ઉત્તમ સગવડો.

-:o:-

(૧) જૈન તેમજ હરકોઈ ધર્મનાં પુસ્તકો, કેળવણી ખાતાને લગતાં પુસ્તકો, વાર્તાનાં પુસ્તકો વિગેરે તમામ ગ્રંથકારોનાં પુસ્તકો અમારી ઑફિસ ઉપર ઑરડર મોકલવાથી તાકીદે વી. પી. થી રવાના કરવામાં આવશે.

(૨) ગુજરાતી, અંગ્રેજી કે શાસ્ત્રી ટાઈપમાં હરકોઈ પુસ્તક છપાવવું હોય તેઓ અમારી મારફત છપાવશે તો સસ્તું, શુદ્ધ અને મનહર કામ કરી આપવામાં આવશે.

પત્રવ્યવહાર:—મેનેજર, "જૈનહિતેચ્છુ."

સારંગપુર, તળીઆની પોળ—અમદાવાદ.

# થોડા વખતમાં છપાશે !

## બાર વ્રતનું પુસ્તક (૧૦૦ પ્રતના ફક્ત રૂ.૪ાા)

જૂદી જૂદી પ્રતો ઉપરથી મહાપુરૂષો પાસે શુદ્ધ કરાવેલું—સુધારા વધારા અને ખુલાસા સહિત દરેક શ્રાવક શ્રાવિકાએ અવશ્ય ધારવા યોગ્ય આ પુસ્તક લ્હાણી કરવા ઇચ્છનાર સજ્જનો માટે થોડાજ વખતમાં છપાશે. તેની ૩૦૦૦ પ્રતના ગ્રાહક આજ સુધીમાં થયેલા છે. બીજી ૩૦૦૦ પ્રતના ગ્રાહકના જવાબ થોડાજ દિવસમાં મળવા વકી છે. 'હિતશિક્ષા' પુસ્તકની ૫૦૦૦ પ્રતના ગ્રાહક થયેલા હોવાથી તેટલીજ પ્રતો છાપવામાં આવી છે. અને પાછળથી ગ્રાહક થનારને બીજી આવૃત્તિ થાય ત્યાં સુધી નિરાશ કરવા પડયા છે. તેમજ "બાર વ્રતના પુસ્તક" સંબંધમાં પણ પાછળથી ગ્રાહક થનારને નકલ મળવી મુસ્કેલ છે.

આવાં પુસ્તક મફત વહેંચવાથી ઘણુંજ પુણ્ય થાય છે. માટે સો સો નકલો પડતર કિંમતે એટલે કે સાડાચાર રૂપિયે મંગાવી લ્યો.

"સોંઘું ભાડું ને સિદ્ધપુરની જાત્રા" જેવું કામ છે.

અગાઉથી ગ્રાહક થનારનાં મુબારક નામ બુકમાં છાપવામાં આવશે. પત્ર વ્યવહાર:—

'જૈન હિતેચ્છુ' ઑફિસ—અમદાવાદ.

---

## તદ્દન નવીન! તદ્દન નવીન!!

---

જૈનોમાં આજકાલ ઘણાંએ પુસ્તકો પ્રગટ થાય છે પણ આ એક તાજુબીની વાત છે કે 'જૈનકોષ' કરવાનું કામ અદ્યાપિ સુધી કોઇએ હાથ ધર્યું નથી. મારો "ગુજરાતી શબ્દાર્થ કોષ" કે જે સરકારી કેળવણી ખાતાએ મંજુર કરેલો છે તે બહાર પડયો તે વખતે એજ માફક 'જૈનકોષ' તૈયાર કરવાનું કામ ઉપાડી લેવા મને ખુદ સરકારે તેમજ કેટલાક ગૃહસ્થોએ સૂચના કરી હતી. અને તે સૂચના વધાવી લઇને જૈનકોષ ( પ્રથમ મંડ ) મેં તૈયાર પણ કર્યો છે. તે થોડા વખતમાં છપાવવાનો છે. અગાઉથી ગ્રાહક થઇ ઉત્તેજન આપનાર ગૃહસ્થોનાં મુબારક નામ બુકની પાછળ પ્રસિદ્ધ કરવામાં આવશે.

**કિંમત:-અગાઉથી** થનાર ગ્રાહક માટે રૂ. ૧–૦–૦
**પાછળથી** રૂા. ૧ા.

સારંગપુર તળીઆંની } મોતીલાલ મનસુખરામ શાહ.
પોળ.—અમદાવાદ. } અધિપતિ-"જૈનહિતેચ્છુ"

તા. ક:—આશા છે કે, આવા મુખ્ય જરૂરના પુસ્તકને દરેક જૈન (સ્થાનકવાશી, દેરાવાશી તેમજ દિગંબરી) ભાઇઓ પુરતી મદદ આપવાની પોતાની ફરજ બજાવવામાં કસુર નહિજ કરે.

## મધુમક્ષિકા.

એમાં સાંસારિક, ધાર્મિક અને નૈતિક વિષયો ઉપર પત્રો યોજેલા છે. કિંમત ૦—૮—૦.

## શ્રી સ્થાનકવાશી જૈનજ્ઞાન પ્રસારક મંડળ.-પોરબંદર શાખા.

જૈનધર્મનાં ઉપયોગી પુસ્તકો મુનીરાજોની મદદથીં જૈનભાઇઓ પાસે લખાવી, મફત વહેંચવા સારૂ અગર માત્ર નામની કિંમતે વેચવા સારૂ છપાવવાં-તથા જૈન પુસ્તકશાળાઓ વિગેરે જ્ઞાનખાતાંપર

દેખરેખ રાખવી—એ વિગેરે કામ માટે ઉપલું મંડળ સ્થપાયું છે. તેના સેક્રેટરી મી. દેવીદાસ લક્ષ્મીદાસ ઝવેરીઆ (બજારગેટ—કોટ—મુંબાઇ) છે.

આ મંડળના 'શુભેચ્છક' પાસેથી એકી વખતે રૂ. ૨૫૦) અને 'લાઇફ મેમ્બર' પાસેથી રૂ. ૧૦૦) લેવામાં આવે છે; જેમાંની માત્ર અડધી રકમજ મંડળ લેશે અને બાકીની અડધી રકમ હરકોઇ જ્ઞાનખાતામાં પોતાના હાથે વાપરવા મેંબરને છૂટ છે. જ્ઞાન—દર્શન—ચારિત્ર અને તપ એ ૪ મોક્ષદ્વાર પૈકી જ્ઞાન એ પહેલા નંબરનું દ્વાર ગણાય છે. માટે શ્રીમંત જૈનોએ આ બે વર્ગ પૈકી એકમાં જરૂર નામ નોંધાવવું જોઇએ. મેમ્બર નહિ થતાં નાની મોટી હરકોઇ રકમ મંડળને સોંપવી હશે તો તે પણ સ્વિકારવામાં આવશે અને તેનો વહીવટ તે ધણીના કહેવા મુજબ કરવામાં આવશે.

સાધારણ માણસો પણ વરસે રૂ. ૨) આપીને આ મંડળના 'વાર્ષિક મેમ્બર' થઇ શકે તેમ છે.

પત્ર વ્યવહાર:—મનમોહનદાસ કપુરચંદ ગોસળીઆ

પોરબંદર.

# અગાઉથી થયેલા ગ્રાહકોનું લિસ્ટ.



**(૧૩૪૦)પોરબંદર શેઠ મનમોહનદાસ ક. માર્ફત.**

(૫૦૦) શેઠ ભગવાનદાસ જવરાજ દામજી, (૧૦૦) શેઠ જેચંદ નેમચંદ ગલાલચંદ, (૧૦૦) શેઠ ભગવાનદાસ જાદવજી વોરા, (૧૦૦) શેઠ સવચંદ આણંદજી ભોવાની, ( ૫૦ ) શેઠ નેમીદાસ હેમચંદ દામજી, ( ૫૦ ) શેઠ હરખચંદ વેલજી લખમીચંદ. (૫૦) શેઠ ધરમસી નારાણજી ગલાલચંદ. (૫૦)શેઠ મેઘજી ચાંપસી ભણસાલી, (૫૦) શેઠ મનમોહનદાસ કપુરચંદ રામજી, (૫૦)શેઠ નવલચંદ કપુરચંદ મોરબીવાળા, ( ૫૦ ) શેઠ વંદ્રાવન મુળજીની વિધવા માણેકબાઇ તરફથી શેઠ નેમીદાસ તથા કરસનદાસ પ્રાગજી, (૨૦)શેઠ હેમચંદ દેવકરણ,(૨૦)શેઠ હીરાચંદ નેમીદાસ ગોસળીઆ, (૨૦) શેઠ હરખચંદ સોમચંદ લીંબડીવાળા. (૧૦) શેઠ અમરચંદ રાઘવજી, (૧૦) શેઠ ચત્રભુજ દેવકરણ.(૧૦) શેઠ પ્રેમજી અમરચંદ, (૧૦)શેઠ મનમોહનદાસ હરખચંદ,(૧૦)શેઠ સુંદરજી

રતનજી, (૧૦)શેઠ ધારસી જાદવજી વોરા, (૧૦) શેઠ લીલાધર મુળચંદ ગોસળીઆ, (૧૦)શેઠ કરસનદાસ પ્રાગજી ગોસળીઆ,. (૧૦) શેઠ નારાણદાસ વિ. ગીરધરદાસ; ( ૧૦) શેઠ જાદવજી તથા જીવનલાલ, (૧૦)શેઠ ગોવિંદજી વસનજી, (૧૦) વેલજી રાઘવજી, (૧૦)શેઠ માધવદાસ હરીદાસ.

## (૫૩૫) જામનગર.

૫૦૦ વશા ઓધવજી કુશળચંદ હા. બાઈ મોનજી ઓધવજી, (૨૫) પારેખ સોમચંદ આણંદજી, હ. વેલજીબાઇ, (૨૦) પુનાતર ત્રીકમજી દેવચંદ.

## (૪૫૨) રાજકોટ મી. મોતીચંદ અમરશી માર્ફત

(૪૦)રા. મોતીચંદભાઈ તુળશીની વિધવા બાઈ જડાબ બાઇ (૨૫) માં. કરસનજી મુળચંદ હસ્તે ફુલચંદભાઈ અનોપચંદ, (૨૫) શા. બહેચરદાસ ગોપાલજી,(૨૫) રા. પાનાચંદ પુરૂષોત્તમ હ. મટનજીબાઈ, (૨૫ ) રા. દેવજીબાઈ મીઠાની વિધવા બાઈ.. વેલુબાઇ, ( ૨૦ ) રા. ત્રીભોવન પ્રાગજી પારેખ, (૨૦) રા. ઠાકરશી મકનજી ધીયા, (૨૦) કોઠારી માવજી કરસનજી નાતાલીયા, (૧૫) શેઠ મોતીચંદ ઓ-

ધવજી, (૧૫) દુધીબાઈ દેવચંદ શેઠ, (૧૨) રાજકોટ જૈનશાળા હ. માસ્તર મોતીચંદ અમરશી (૧૦) દાક્તર સ્યામજીભાઈ ટોકરશી, (૧૦) વકીલ ઝવેરચંદ જયસંગ, (૧૦) શા. ઝવેરચંદ મૂલચંદ સાયલાવાળા (૧૦) પારેખ પોપટ કેશવજી, (૧૦) શા. ન્યાલચંદ કપૂરચંદ, (૧૦) પારેખ ગીરધર વાઘજી, (૧૦) ખંઢેરીયા કહાનજી ગાંગજી, (૧૦) દોશી કેશવજી રતનશી, (૧૦) મહેતા ફુલચંદ વીરજી ટંકારાવાળા, (૧૦) શા. તેજપાળ મોરારજી, (૧૦) પારેખ પ્રાણજીવન રૂગનાથ, (૧૦) શા. માણેકચંદ ડાહ્યાભાઈ, (૧૦) સંઘાણી લક્ષ્મીચંદ ધર્મસિંહ, (૧૦) માસ્તર ન્યાલચંદ રૂગનાથ, (૧૦) મહેતા દેવચંદ માધવજી ની ભાર્યા બાઈ રળીયાત, (૧૦) મોદી વીરચંદ વખતચંદ, (૧૦) બાઇ વખત ટંકારાવાળા, (૧૦) શા મોનજી લાડકા, (૧૦) શા. હરીલાલ મોતીચંદ હસ્તે બાઇ સમરત, (૧૦) જસાણી દેવચંદ નથુ, (૧૦) પારેખ બેચર અંદરજી હસ્તે મનસુખલાલ.

## (૩૮૦) ઝાંઝીબાર શેઠ સવચંદ કરસનજી તથા દલાલ પોપટભાઈ વીરજી માર્ફત.

(૧૦૦) શેઠ સવચંદ કરસનજી વેરાવળવાળા (૫૦) મહેતા તારાચંદ ચાંપશી–કચ્છમાંડવીવાળા, (૨૫) મહેતા રણછોડ દામજી–કચ્છમાંડવીવાળા, (૨૫) દલાલ સાંકળચંદ દેવચંદ કચ્છ–માંડવીવાળા,(૫૦)દલાલ પોપટભાઈ વીરજી, (૫૦) મી. નાનચંદ પાનાચંદ,(૫૦) સંઘવી કેશવજી હીરાચંદ કું, (૧૦) શા. લવજી કાશીદાસ, (૧૦) શા. સાંકળચંદ પાનાચંદ, (૧૦) શા. રવજી લેમચંદ.

## (૩૦૫) વાંકાનેર.

(૩૪) વાંકાનેર જૈનશાળા, હસ્તે હેમચંદભાઈ, (૨૫) શેઠ મનજી ડોશાણી હ. શેઠ પ્રેમજીભાઇ નગરશેઠ, (૨૦) સંઘવી નાગજી હીરજી હ. માનસંગ અંદરજી (૨૦) દોશી વીરપાળ ડુંગરશી, (૧૬) સંઘવી ગુલાબચંદ સોમચંદ, (૧૫) મેતા વાઘજી હરજી હ. વલમજીભાઇ. (૧૫) સોલાણી રાઘવજી સવસી હ. ઠાકરશી માઘવજી, (૧૦) શેઠ ડુંગર મકન હ. અવ-

ચળભાઈ, (૧૦) સંઘવી સ્યામજી દેવજી, (૧૦) સંઘવી કાળા ત્રીકમ હ. ભાઇચંદભાઈ, (૧૦) સંઘવી અજરજી ગફલ, (૧૦) સંઘવી હીરાચંદ માનસંગ, (૧૦) સંઘવી કેશવલાલ જીવણભાઈ, (૧૦) સ. ત્રંબકલાલ જેઠાભાઈ રાજકોટવાળા, (૧૦) શા વખતચંદ જીવરાજ. (૧૦) સોલાણી ધર્મસિંહ નાનચંદ, (૧૦) સોલાણી મોતી ડુંગર, (૧૦) પટેલ મૂલજી ધર્મસિંહ, (૧૦) મહેતા રાયચંદ અમુલખ વકીલ, (૧૦) ટોળીયા ઘેલા પ્રાગજી, (૧૦) વાંકાનેર સ્ટેશન માસ્તર મી. કૃપાશંકર ઝુંઝાભાઈ, (૧૦) વાંકાનેર તાર માસ્તર મી. કેશવલાલ પોપટભાઈ (૧૦) ઓવરસીયર મી. હરચંદ રાજપાળ.

**(૨૭૫) ગોંડલ રા. પોપટલાલ હેમચંદ માર્ફત.**

(૨૫) ગોંડલ જૈનશાળા હ. જુઠાભાઈ કેશવજી (૨૫) શા અભેચંદ લાલજી બેનાણી, (૨૫) રા. પોપટલાલ હેમચંદ ડીસ્ટ્રીકટ પ્લીડર, (૨૫) પરેખ ત્રીકમજી નથુ હ. જેઠાલાલ ભુણાવાવાળા (૨૦) રા. વખતચંદ નરભેરામ કેશવજી, (૨૦) શા. તારા-

ચંદ લાલજી બેનાણી હ. વ્રજલાલ, (૧૫) કોઠારી ન્યાલચંદ વલ્લભજી તથા દીપચંદ મા. (૧૦) દેશાઇ લીલાધર ડોશાભાઇ, (૧૦) દોશી રતનશી હેમરાજ, (૧૦) ગોડા દુર્લભજી પ્રેમજી, (૧૦) શા દામોદર માવજી, (૧૦) શા કાનજી જીવરાજ હ. ત્રીભોવન જીવરાજ, (૧૦) મણીઆર ગોકળ લાલજી, (૧૦) રા. લાલચંદ લક્ષ્મીચંદ, (૧૦) દોશી કાળીદાસ અમુલખ તથા ર. વ. (૧૦) માં. દામોદર દેવચંદ હ. ખુશાલચંદ, (૧૦) ભરવાડા વીરપાળ જાદવજી, (૧૦) કોઠારી ટોકર રાજપાળ, (૧૦) માં. કડવા સ્યામજી વેકરીવાળા

**(૧૭૦) કલકત્તા, શેઠ. ઇંદરજી લાલજી મારફત.**

(૧૦૦) શેઠ મુલજી વીરજી, (૫૦)શેઠ ગુલાબચંદ આણંદજી, (૧૦)શેઠ જાદવજી તારાચંદ, (૧૦)શેઠ ઈંદરજી તથા વલભજી.

## (૧૦૦) ઉપલેટા.

(૪૦) શેઠ ત્રીભુવન દેવકરણ હ. દલીચંદભાઇ, (૨૫) શેઠ. કાનજી દેવજી, હ. ખુશાલચંદભાઇ, (૨૫) શેઠ

ગોવર્ધન દેવકરણ, હ. જેઠાલાલભાઇ, (૧૦) દોશી. સુળજી મકનજી વકીલ.

**(૮૦) રંગુન, સંઘવી રૂપચંદ અંદરજી મારફત.**

(૧૦) સંઘવી રૂપચંદ અંદરજી, (૧૦) પારેખ મગનલાલ રતનશી, (૧૦) શા. મોહનલાલ નાગરદાસ, (૧૦) કોઠારી વીરપાળ વરધમાન, (૧૦) શા. ફુલચંદ ભગવાનદાસ, (૧૦) શા. કેશવલાલ પ્રભુદાસ, (૧૦) શા. સુંદરજી વાઘજી, (૧૦) શા. જગજીવન મકનજી

**(૭૫) જામજોધપુર.**

(૫૦) શેઠ ભવાન રતનશી હ. કરશનજીભાઈ (૨૫) શા. જેઠાલાલ હેમરાજ તલાટી.

**(૫૦) જેતલસર કેમ્પ રા. અભેચંદ કાળીદાસ માર્ફત**

(૧૦) રા. અભેચંદ કાળીદાસ વકીલ, (૧૦) રા. કરશનજી દેવરાજ વકીલ રણુનીટીકરવાળા (૧૦) રા. કાળીદાસ હેમશી, વકીલ (૧૦) રા. વછરાજ મોનજી વકીલ, (૧૦) રા. ઉત્તમચંદ રૂપશી.

**(૫૦) ખાખીજાળીયા (કામદાર કેશવલાલ પોપટભાઈ મારફત.)**

(૧૦) કામદાર કેશવલાલ પોપટભાઇ, (૧૦) શેઠ કે-

શવજી ભાઇજીભાઇ, (૧૦) શેઠ માણેકચંદ ચત્રભુજ, (૧૦) શેઠ મોતીચંદ પ્રભાણંદ, (૧૦) માં. રતનશી ભીકુમજી,

## ૫૦ વીંછીયા (મી. માણેકચંદ મધુની મારફત)

(૧૦) શા. હીરજી આંબા, (૧૦) શા. જીવા લવજી, (૧૦) માસ્તર માણેકચંદ મધુ, (૧૦) શા. નાનચંદ રાજપાળ, (૧૦) શા. કેશવલાલ છગનલાલ.

## (૬૦) મુંબઈ.

(૧૦) શા. વછરાજ રણછોડ જેતપુરવાળા, (૧૦) શા. પાશુ કોરશી, (૧૦) શા. નરશી વીરજી મહેતા, (૧૦) શા. નાનચંદ ગણેશ શીશાંગવાળા, (૧૦) શા. જમનાદાસ માધવજી, (૧૦) શા. પ્રભુદાસ હીરજી.

## (૪૫) ધોલેરા.

(૨૫) જૈનશાળા ખાતે હ. માસ્તર મગનલાલ મોરારજી, (૧૦) સંઘવી જેતશી ધનજી હા. નાગરદાસ, (૧૦) કોઠારી શીવલાલ કેવળ તથા નાગર ભુરા.

## (૪૫) જેતપુર.

(૨૦) રા. શામળજી ખોડાભાઇ, ( ૧૦ ) રા. મ-

ગળજી હેમશી, તથા વસનજી ભા. (૧૫) મ્હેતા. ભગવાનજી નરભેરામ.

**(૪૦) ધોરાજી રા. પોપટભાઈ વનમાળી માર્ફત**

(૧૦) કામદાર પોપટભાઇ વનમાળી. (૧૦) ધોરાજી જૈનશાળા હ. પોપટભાઇ વનમાળી, (૧૦) કામદાર વછરાજભાઇ વેલજી હ. જગજીવનભાઇ, (૧૦) શા. ઝીણા ઉકા પીંપળીયાવાળા.

## (૪૦) મજેવડી.

(૧૦) શા. જીવરાજ ગોવીંદજી, મજેવડી સ્કુલ માસ્તર. (૧૦) શા. ત્રીભોવનદાસ મૂળજી, (૧૦) શા. મૂળજી કરસનજી, (૧૦) શા. જુઠા વસતા.

## (૩૫) ધરમપુર.

(૧૫) રા. કપુરચંદભાઇ ગોપાળજી મોદી પ્રાઇવેટ સેક્રેટરી, (૧૦) રા. મોહનલાલ પ્રાગજી સંઘવી હજુર શિરસ્તેદાર, (૧૦) રા. વૃજલાલ જગજીવન મોદી.

## (૩૦) મોટી પાનેલી.

(૧૦) માં. બેચરભાઈ ધનજી, (૧૦) માં. મોરારજી જસરાજ, (૧૦) શા. હેમચંદ પ્રેમજી સ્ટેશન માસ્તર

**(૩૦) જુનાગઢ. મી. કાળીદાસ લધુ મારફત**

(૬૦) ચત્રભૂજ બેચર; (૧૦) માસ્તર કાળીદાસ લધુભાઇ (૧૦) રા. વીરચંદ મોદી.

## (૩૦) રીબડા.

(૨૦) મી. ભગવાનલાલ હીરાચંદ રીબડા સ્ટેશન મા. (૧૦)મી. છગનલાલ ત્રીકમજી મોદી પોલીસ જમાદાર.

## (૩૦) લીંબડી.

(૩૦) સંઘવી. બાલાભાઇ લક્ષ્મીચંદ ની વિધવાબાઇ દીવાળી.

## (૨૦) વઢવાણ શહેર.

(૧૦) શા. ઝુંઝાભાઇ વેલશી હ. મુળચંદભાઇ, (૧૦) વકીલ વર્ધમાન ચતુર, (૧૦) દોશી. શીવલાલ લાલચંદ

## (૨૦) સોનઇ (અહમદનગર)

(૧૦) શ્રીયુત્ વનેચંદ રાજમલ ચંગેરીઆ, (૧૦) શ્રીયુત્ રૂપચંદ કીસનદાસ ચોપડા,

## (૨૦) આમરણ.

(૧૦) માં. હંશરાજં સવજી, (૧૦) સ્થાંનાક ખાતે; હા. દેવશીભાઇ.

## (૨૦) સુદામડા.

(૧૦) ગોસળીઆ ઠાકરશી પનજી ( જપતીદાર ), (૧૦) કામદાર સખલાલ નથુભાઇ.

## (૨૦) રણની ટીકર.

(૧૦) દોશી મોતીચંદ મનજી, (૧૦) જૈનશાળા હા. માસ્તર ત્રિભોવન પિતાંબર.

## (૨૦) હડમતીઉં.

(૧૦) સ્થાનક ખાતે હા. ગાંધી સધજી કાળા, (૧૦) શેઠ ધનજી રામજી.

## (૨૦) કરાંચી.

૦)મહેતા. નરભેરામ હીરાચંદ, (૧૦) મી. શામળજી પ્રેમજી.

**પરચુટન**—(૨૦) શા. માણેકચંદ પાનાચંદ સંઘવી કચ્છમાંડવી. (૧૦) શેઠ કચરાભાઈ લહેરાભાઈ અમદાવાદ, (૧૦) શા. જીવણલાલ હીમજી–લખતર, (૧૦) મોદી. ખુશાલચંદ વાલજી, ફોજદાર–કોઠારીઆ (૧૦) શા. પ્રેમચંદ ડોસાભાઈ–દીગસર, (૧૦) મહેતા પોપટભાઈ પાનાચંદ–પડધરી, (૧૦) સ્થાનક ખાતે હા. જેઠાલાલ ઉકાભાઈ–રલોલ. (૧૦) શ્રીયુત ભગવાનદાસ ચંપાલાલ–ઇંદોર, (૧૦) મહેતા નેમચંદ દેવચંદ–ધ્રાફા (૧૦) શેઠ. ધરમચંદ ચુનીલાલ–વડોદરા.(૧૦) ભાઇ છગનલાલ છોટાલાલ–ઇટોલા, ( ૧૦ ) શા. પ્રભુદાસ ચતુર્ભુજ–નાગડકા, (૧૦) શા. વીરપાળ નાનચંદ–વઢવાણકાંપ. (૧૦) જૈનશાળા હા. મી. દુર્લભજી ત્રી. ઝવેરી–મોરબી, (૧૦) શેઠ નેમચંદ વસનજી–માંગરોળ (૧૩) મહેતા ઓધવજી રામજી–મહુઆ, (૧૦) શા મુળચંદ કરસનજી–બરવાળા, (૧૦) શા. નાનચંદ–ગઢડા.

દરેક ગામમા, દરેક કુટુંબમાં, દરેક ઉપાશ્રયમાં
કઈ ચીજ અવશ્ય જોઈએજ ?

# "જૈનહિતેચ્છુ" માસિકપત્ર



કેમ ભાઈ! તમે જંજાળી છો મોટાં મોટાં પુસ્તકો વાંચવાની તમને ફુરસદ નથી કે? વારૂ ત્યારે તો "જૈનહિતેચ્છુ" નામ ૨૪ પાનાનું ચોપાનીઉં વાંચવામાં મહીને કલાક કાઢો તો તમને સૂત્રોનું તેમજ ઘણી ઘણી જરૂરી બાબતોનું જાણપણું થશે.

તેમાં મીઠી મધુરી વાર્ત્તાઓનો ખજાનો છે, કલ્યાણકારી ઉપદેશનો ભંડાર છે, ઝળકતી કવિતાનો સાગર છે, ગામોગામના જૈન સમાચાર અને સુધારાનો સમુદ્ર છે. નાના મોટાની પરવા સિવાય ખરી ટીકા કરનાર "જૈનહિતેચ્છુ" પત્ર દરેક જૈને અવશ્ય વાંચવુંજ જોઈએ.

પોષ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂ. ૧-૩-૦

"જૈનહિતેચ્છુ" ઑફિસ—અમદાવાદ.